**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# Index - અનુક્રમણિકા

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

## Editorial – સંપાદકીય

આ અંક સાથે સાહિત્યસેતુ ઇ–જર્નલ શરુ થયાને વર્ષ પૂરું થયું.

ઈચ્છા હતી કે આ અંક વિશેષાંકરૂપે પ્રકાશિત પ્રકાશિત થાય. પરંતુ પૂરતા પ્રમાણમાં એની તૈયારી ન કરી શકવાના કારણે એ ઈચ્છાને અત્યારે સ્થગિત કરવી પડી છે. ભવિષ્યમાં એ દિશામાં આગળ વધવાના છીએ.

સર્જનાત્મક લખાણની તુલનાએ આસ્વાદ–વિવેચન, સંશોધનના લેખોનું પ્રમાણ વધારે રહ્યું છે. ખાસ કરીને રાજ્યભરમાં વ્યાપેલી વિવિધ યુનિવર્સિટીઓ, કોલેજોના અધ્યાપકોએ ખાસ્સો સહકાર આપ્યો છે એનો આનંદ છે. કવિતા, વાર્તા, નવલકથા મેળવવાના પ્રયત્નો ખાસ્સા કર્યા પણ છેલ્લા વર્ષોમાં જો ગુજરાતી સામયિકોમાં નજર નાંખશો તો આ પ્રકારોમાં એટલી બધી સમૃદ્ધિ વરતાતી નથી. ગઝલ અને અછાંદસ જેવી રચનાઓ વધારે પ્રકાશિત થાય છે. વાર્તાઓ પ્રગટ થાય છે, પણ એ વાર્તાઓમાં વર્ણનભાર વધ્યો છે, એકધારાપણું ખાસ્સું પ્રવેશેલું જોઈ શકાય છે. નવલકથાઓનું પણ એવું જ. ચિત્તને સાવ નવો જ આનંદ આપે, કથાનકથી માંડી રચનારીતિ સુધી નાવિન્ય હોય એવી નવલકથા પણ પ્રગટી હોય તેવું યાદ નથી.

દેશ, સમાજમાં જે કંઈ ચાલી રહ્યું છે એને રચનાઓમાં ઝીલાતી જોવાની ઈચ્છા છે પણ ગુજરાતી સાહિત્યમાં સાવ ઓછું બનતું અનુભવાયું છે. રાજકારણ, વિજ્ઞાન, શહેરી સંવેદનાઓ, કરપ્શન, ફ્રેશ કલ્પનાઓનું ક્ષેત્ર જાણે વણખેડેલું જ રહ્યું છે. થોડું લખાય છે એ એવું એવરેજ લખાણ હોય છે કે જાણે ક્રિયાકાણ્ડસમુ થઈ પડ્યું છે. સાહિત્યિક સંસ્થાઓના કાર્યક્રમો વધ્યા છે, સેમિનારોની ભરમાળ લાગી છે, સાહિત્યિક કહેવાય એવા કાર્યક્રમો પણ ખુબ થાય છે...! સાહિત્યકારોના અભિવાદનો પણ સારી માત્રામાં કહી શકાય એવા થાય છે પણ કલાપદાર્થની ગેરહાજરી ઉડીને આંખે વળગે એવી છે...!

આ ચિન્તા કરવા જેવી બાબત છે.

આવું વિધાન બધા કરે છે. ચિન્તા સૌ કોઈને છે. ઉકેલો પણ બધાને સૂઝે એ જણાવે છે, પણ...નવી પેઢી જોઈએ એટલા પ્રમાણમાં વાચનશોખ તરફ કે પ્રશિષ્ટ સાહિત્યના વાચન તરફ વળતા જણાતા નથી એ હકીકત છે. અને એનું કારણ બધા જાણે છે તેમ સાહિત્યના અને સામાન્ય પ્રવાહના શિક્ષણ તરફની ઉદાસીન શિક્ષણનીતિ છે. કલાઓ ક્યારેય સીધા જ વ્યવસાહનું માધ્યમ ન હોઈ શકે એ જો શિક્ષણ આપનારાં નહીં સમજે તો ક્રમશઃ વ્યવસાયલક્ષી શિક્ષણ જ કેન્દ્રમાં આવતું જશે અને કારીગરો, સંવેદનને ઓછું સમજનારાં સમાજ–મશીનના પાર્ટ જ પેદા કરી શકીશું. આ થઈ પણ રહ્યું છે.

આ દિશામાં વિચારવા, આપના મત પ્રગટ કરવા વિનંતી છે. એને આપણે પ્રતિભાવોરૂપે આ સાઈટ પર પ્રગટ કરશું.

આભાર.

**ડૉ. નરેશ શુક્લ**
**મુખ્ય સંપાદક**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

## ઝંખના (સૉનેટ) : પ્રવીણ બી. રાઠોડ

ગયા વર્ષો મારા, મુજ વતનથીએ અલગ જે,
ગણ્યા તેને મેં તો, દસ ઉપર બે–ચાર તદ્યપિ.
રહ્યાં માર્ગો એવા, ઉપર રજ સંપૂર્ણ ધરતાં,
વર્ષાકાલે આજે, જલસભર તે દૃષ્ટિ પડતાં.
પ્રભાકાલે પ્રાણી, ઉદર ભરવા સીમ ચરતાં,
નિશા પે'લા, તેઓ જલદ પગલે ઘેર ફરતાં.
દ્રુમો કેરી શાખા ઉપર ખગ કિલ્લોલ કરતાં,
દ્રુમો ને પ્રાણી તો મુજ નયન આજેય ચડતાં
રહ્યાં છે જેઓ તે સજન સર્વે લોક મળતાં,
અને મિત્રો મારાં મમત હ્ય્દયે ગેલ કરતાં.
અહીં છે મારાં સૌ અનુજ–અનુજા નેહ–નિધિશા,
પિતા–માતા કેરાં અમીઝરણ તો નિત્ય વહતાં.
અરે.. પે'લા છે ક્યાં ? પ્રણય અમી કૂંભો છલકતાં ?
રહ્યો છું હું શોધી, તૃષિત નયનો જે તલપતાં.

**પ્રવીણ બી. રાઠોડ**
**અમદાવાદ**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# વાર્તા–વૈભવ: માસ્તર નંદનપ્રસાદ

## વાર્તા–વૈભવ

નવલિકા સંચય, સંપાદન :રઘુવીર ચૌધરી અને હરિકૃષ્ણ પાઠક ગુર્જર પ્રકાશન,પ્ર. આ. 1998

**પ્રસ્તાવના : રઘુવીર ચૌધરી**

સને 1974માં રણજિતરામ સુવર્ણચંદ્રક સ્વીકારતાં શ્રી નિરંજન ભગતે ગુજરાતી ભાષાની પાંચ ગદ્યકૃતિઓ સંભારી હતી : દલપતરામ કૃત 'હુંનરખાનની ચઢાઈ', ગાંધીજીકૃત 'હિન્દ સ્વરાજ', રણજિતરામકૃત 'માસ્તર નંદનપ્રસાદ', બલવંતરાયકૃત 'ઈતિહાસ દિગ્દર્શન' અને ઉમાશંકરકૃત 'આત્માનાં ખંડેર' ગુજરાતી નવલિકાની નીવડેલી કૃતિઓના સંચયોના આરંભે મલયાનિલકૃત 'ગોવાલણી' મુકાય છે. નારીસૌંદર્યની મોહિની પ્રૌઢ પુરુષને મુગ્ધ કરે એવી પરિસ્થિતિના તાજગીભર્ય આલેખનમાં દ્વિવિધ સંચલનો સાહિત્યિક પરિમાણ બક્ષેછે. સુંદરતા અને તીખાશ વચ્ચે મુગ્ધમાંથી મૂઢ બની રહેતો પતિ આજે પણ અપ્રસ્તુત બન્યો નથી. એ નાયકના ભોગે નવલિકા હળવાશ જગવે છે. મલયાનિલ ( મહેતા કંચનલાલ, વાઅસુદેવ, સને 1892થી 1919) અને રણજિતરામ વાવાભાઈ મહેતા (1881થી 1917) વચ્ચે સમયનું પણ કેવું સામ્ય છે ! મલયાનિલે એક સર્જાનાત્મક ઝબકારો જગવ્યો, રણજિતરામે યુગ સર્જ્યો. રણજિતરામે અંગ્રેજી મિશન હાઈસ્કૂલમાં વિદ્યાર્થી હતા ત્યારે 'ધ યંગ મેન્સ યુનિયન'ના સભ્ય થવાથી માંડીને 1905માં ગુજરાતી સાહિત્ય પરિષદના સ્થાપક થવા લગીનો પુરુષાર્થ કર્યો તે ગુજરાતના પ્રજાજીવનના ઈતિહાસનું એક ભવ્ય સુંદર પ્રકરણ છે. નર્મદ પછી અને ગાંધીજી પૂર્વે જો કોઈ વ્યકિત ગુજરાતના પ્રજાજીવનના મહાપ્રશ્નો – સૌ પ્રશ્નો, આર્થિક, રાજકીય, સામાજિક પ્રશ્નો – ના પ્રાણસમા સાહિત્ય અને શિક્ષણના પ્રશ્નો અંગે સૌથી વધુ સચિંત અને સક્રીય હોય તો તે રણજિતરામ.' (પૃ. 124, સ્વાધ્યાય લોક–8 : નિરંજન ભગત)

## માસ્તર નંદનપ્રસાદ

રવિવાર છે, નિશાળમાં રજા છે. માસ્તર નંદનપ્રસાદને આજે મગજમારી નથી. છ છ દિવસ થયા લખવાવાંચવાના કરેલા મનસૂબા આજે અમલમાં મૂકવાના છે. આજનો દિવસ વીતી જશે તો પછી પાછી આવતા રવિવારે વાત જવાની અને વચમાં વળી છ દિવસનો ગાળો વધવાનો. આવડી ભયંકર ચિંતા છતાં આજે કોણ જાણે કેમ માસ્તરસાહેબ સ્તબ્ધ જેવા છે. રાહ જોયા જ કરે છે. વાંચવા માટે એકઠાં કરેલાં પુસ્તકો ટેબલ પર ખડકાઈ પડ્યાં છે. પૂંઠા પરનાં નામો તેમનું ચિત્ત – તેમની દ્રષ્ટિ માત્ર આકર્ષવા શણગારથી સજ્જ છે. રોજનીશીમાં લખેલી અથવા 'ફાઈલ' કરેલી ટિપ્પણીઓ, નિબંધો કે વાર્તાઓ કે કાવ્યોમાં શરીરી થવા તલપાપડ થઈ રહી છે પણ વ્યગ્ર નંદન કોઈની પરવા કરતો નથી. તેના શેખચલ્લી


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

મગજમાં આજે બુદ્બુદાઓ ઊઠતા નથી. તેની કલ્પના સ્વપ્નોની મનોહર સૃષ્ટિપરંપરા આજે રચાતી નથી. તેની મહેચ્છઓ આજે ભવિષ્યને વર્તમાન કરવા દોડતી નથી. તેની લાગણીઓ આજે કોઇ સુંદર કે પુણ્ય વસ્તુ માટે વહેતી નથી.

ક્યાં છે એના મુખ પર પથરાઇ રહેતી ગંભીરતા? સુજનતા? સંસ્કારિતા? સૌમ્યતા? મ્લાન તેજસ્વિતા? આજ ક્યાંથી આવી છે વ્યગ્રતા? કાલિમા? નિસ્તેજતા? નિરોસ્તાહિતા? પિશાચતા? માસ્તરસાહેબ શી ગડમથલમાં ગૂંચાયા છે?

ખુરશી પરથી ઊઠી ગાદીતકિયે પડ્યા પણ ત્યાંયે ચેન નહીં, ત્યાંથી ઊઠી ટહેલવા માંડ્યું. નદી પરથી આવતા ઠંડા પવનનો કંટાળો આવ્યો. પડ્યા બિછાનામાં. ‘કાન્તના સહદેવ ! આપણી સરખી અવસ્થા છે’ એવું બબડ્યા. આમતેમ આળોટ્યા.ઓશીકાં માથા તળે મૂક્યાં;ત્યાંથી લઇ પગ તળે મૂક્યાં; વળી ઊંચકી છાતી પર રાખ્યાં; પડખે ગોઠવ્યાં પણ સ્વસ્થતાની વીજળી ક્યાંયથી શરીરમાં ન આવી. પગ પછડ્યા; હાથ અફાળ્યા; રોવાનું મન કર્યું પણ આંસુ સૂકાઇ ગયાં હતાં. પથારીમાંથી સફાળા ઊઠ્યા; ‘બુકકેસ’માંથી ‘કાવ્યમાધુર્ય’ કાઢ્યું. અનુક્રમણિકા પરથી ‘અતિજ્ઞાન’ શોધી વાંચ્યું. ‘સહદેવ ! કઇ સુરા હું પીઉં ?’

***

શહેરના કોટની રાંગે રાંગે નંદનપ્રસાદ ચાલ્યા જતા હતા. પગ ચલતા હતા કે એમનું આખું શરીર ચાલતું હતું ? ગતિમાં નહોતો વેગ, નહોતી સ્વસ્થતા. લક્ષ્યહીન, નિરુદ્દિષ્ટિ ગતિ હતી. ઉત્સાહ નહોતો; પણ હતાશા, યંત્રણા દરેક પગલાંમાં જણાતાં.માસ્તરસાહેબના નિ:શ્વાસમાંથી ઊંડી મર્મવેદના નીકળતી હતી. દુનિયા પોતાના તાનમાં ગુલતાન હતી કે પોતાનું દુ:ખ રોવામાં મશગુલ હતી. રસ્તાએ અને કોટે અનેક આસમાનીસુલતાની જોઇ હતી. પ્રણયગોષ્ટિ સાંભળી હતી, પ્રણયના વિલાસ જોયા હતા, દયાદાનના પ્રસંગો ઊજવ્યા હતા;વિયોગ, ચોરી,લૂંટ, મારફાડ, ધાડ, લડાઇ, હલ્લો, કાપાકાપી પણ અનુભવ્યાં હતાં. ધૂળ આખરે પથ્થરની જ દીકરી. બધું પથ્થરનું જ હતું. લાગણી ક્યાંથી હોય ? શા માટે નંદનપ્રસાદને આશ્વાસન આપે ?

એવામાં ખંડિયેર મસીદ આવી. સ્વયંચલ પૂતળાની પેઠે નંદન તેમાં ગયો. ત્યાંની મલીનતા, દુર્ગંધ; મુસલમાનોની દરિદ્રતા; ધર્મના વાતાવરણની ન્યુનતા; કાળે વર્તાવેલો કેર; આદિએ તેને પાછો ધકેલ્યો. ચાલ્યો અસલના રસ્તા પર. ગરીઆ ફેરવતા કે ગિલ્લીદંડા રમતા કે દોડાદોડી કરતા કે અપશબ્દોની લહાણી કરતા છોકરાઓ તેની ગતિનો નિરોધ કરી શક્યા નહીં. રસ્તે હજારો રાહદારી જતા.છોકરાંઓ હંમેશ રમતાં. કોને કોની દરકાર હોય ?

રોતા ભાઇને છાનો રાખવા એક છોકરી ઘડીમાં મંદિરનો ઘંટ વગાડતી તો ઘડીમાં પાંચીકા ઉછાળતી. ઘંટ વાગે એટલો વખત છાનો રહેતો છોકરો, બહેન રમતી એટલે જોરથી ભેંકડા કાઢતો. આ તમાશાથી માસ્તરસાહેબ મંદિરમાં ગયા. હનુમાનનાં દર્શન કરવા હાથ જોડવા ગયા પણ જાણે આંચકો લાગ્યો હોય તેમ એકદમ સ્તબ્ધ ઊભા. મનમાં બબડવા લાગ્યા; જહાનમમાં જાઓ આ અંગ્રેજી ભણતર ! બધામાંથી ઉઠાડી મૂકી શ્રદ્ધા. આ મૂર્તિઓ પથરાથી વધારે ઉપયોગી મને ગમે તેટલો પ્રયાસ કરું છું છતાં, લાગતી જ નથી. જુગુપ્સા થાય છે એમને જોતાં. મંદિરોમાં નથી મળતી સ્વસ્થત કે પ્રેરણા! ક્યાં જઇ હૃદયની યાતના સમાવું ? મંદિરોની ક્રિયાઓ બાલિશ ક્રીડાઓ લાગે છે. અંગત અનુભવ નથી, જાતમાહિતી નથી, છતાં મંદિરો દુરાચારના અખાડા છે એવું વર્ષોથી માનું છું. મંદિરોમાં જતો નથી.....મંદિરોના દેવો પડો ખાડામાં.

***


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

આ તે કાંઇ ઓછી દુર્દશાછે ? ક્યાં અમારે ઇશ્વરસાથે યોગ સાધવો ? લાખો અને કરોડો મંદિરોમાં એક પણ અનુકુળ નથી. ભટકું છું, ભટકું છું પણ ક્યાંયે મન કોળતું નથી. બધું દટંતર કેમ નથી થઇ જતું ? મંદિરો, બ્રાહ્મણો, બાવાઓ જમીનમાં સમાઇ કેમ નથી જતાં ? ધરતીકંપનો એક આંચકો બધાંને પૃથ્વીના ઉદરમાં લઇ લે તો એમનાં કોયલા થશે તો ભવિષ્યમાં કોઇ સાહસિક પ્રજાનાં કારખાનાં ચાલશે–'ફોસિલ' થશે તો કોઇ વૈજ્ઞાનિકનો ઉદરનિર્વાહ કરાવશે. પણ મને કેમ સતાવે છે ? કેમ મને આશ્વાસન નથી દેતાં ? કેમ મને નિરાંતે ઠરવા નથી દેતાં ? કેમ મારું લોહી ઊછળતું નથી રાખતાં ?... બધું આ બ્રાહ્મણોનું કારસ્તાન છે. નથી અંગ્રેજી વિદ્યાનો વાંક. ધર્મનો રાખ્યો છે એમણે ઇજારો. મ્યુનિસિપાલિટી જેટલું અને જ્યારે પાણી આપવું હોય ત્યારે આપે છે. બ્રાહ્મણો પણ ધર્મ એવી જ રીતે આપે છે. ઘરાક પ્રમાણે દૂધમાં દૂધવાળો પાણી ઓછુંવત્તું ઉમેરે છે તેમ બ્રાહ્મણ ખરીખોટી ક્રિયા કરાવે છે. ન સંસ્કૃત આવડે એને કે ન આવડે અમને. બધી પૂજામાં ગણેશ અને દેવીનાં સહસ્ત્ર વાર આવાહન અને વિસર્જન. એમાં અમારા ઘણા વિદ્ધાનોને સૂઝે છે રહસ્ય; લાગે છે ઊંડું અધ્યાત્મચિંતન. હશે મને કાંઇ લાગતું નથી. ના કરીએ તો સમાજમાં હડેતૂતૂ થઇએ. સગાંવહાલાંને ખોટું લાગે. સાચી, ઊંડી, અધ્યાત્મ રહસ્યવાળી ક્રિયાઓ કરનાર કોઇ મળે તો મનના મેલ ધોવાઇ. પણ તેવા ક્યાં છે ? જિંદગીમાં જે ભાવ, જે ઊર્મિ , જે મહેચ્છા, જે કલ્પના, પછી પુણ્ય કે પાપનાં ભર્યા છે તે નિરાળાં અને ધર્મની ક્રિયાઓ નિરાળી. બન્ને વચ્ચે ન મળે સંવાદ કે એકરાગ. છતાં એવું નભાવી લેવું. કેવું દાસત્વ ! છૂટ, સ્વતંત્રતા, વ્યક્તિવિકાસ એ બધી ભ્રમણા છે. જ્યાં જુઓ ત્યાં બંધનો છે, દીવાલો છે, બેડીઓ છે, પાંજરા છે.

***

અંતરમાં ઉન્મત્ત જેવા, કેન્દ્રભ્રષ્ટ જેવા માસ્તરસાહેબ ચાલ્યા જતા હતા. ભાડભુંજાને ત્યાં ધાણી ફૂટે તેમ વિચારો ફૂટતા હતા. સાબુવાળા પાણીમાં બરૂ મારફત ફૂંક મારવાથી ઊડતા ફીણના પરપોટા જેવા વિચારો ઊઠતા હતા, એકબીજામાં ભળી જતાં ભાંગી જતા. વાંદરાની પેઠે વિચારો કૂદતા. વિષયોની જે ડાળો હાથ આવતી તે પર દોડદોડ કરતા. એવામાં મુસલમાનોનું ચા–ખાનું આવ્યું. દુકાન ઘરાકોથી છલોછલ ભરાઇ ગઇ હતી.

ખુદા કહેત મુસલમાન થયો હોત તો, રહેત કશી ફિકર પછી ? ખાવાપીવાની પંચાત મૂંઝવત તો નહીં. મળે ત્યારે મીર અને નહીં ત્યારે ફકીર થઇ મજા કરત. કાલની ચિંતાથી બળત નહીં. આજનો લહાવો આજે માણી લેત. જિંદગીની પૂરેપૂરી સહેલ એક દિવસ ભોગવી લેત. હૈયામાં સળગતી હોળી નથી ભસ્મ કરતી કે નથી ભોગ ભોગવવા દેતી કે નથી ઓલવાતી. વોરો થયો હોત તો દીવાસળી વેચત, સ્લેટ વેચત, ખાલી ઘાસલેટના ડબ્બા એકઠા કરત, લોખંડની નકામી પડેલી ચીજો ટીપીટીપી કામની કરત, બૂટ વેચત, દીવા વેચત, કાગળ વેચત, ચોપડી વેચત, ખીલા વેચત, સિંગાપોરની સફર કરત, ઉજાણીએ જાત, નાટક જોવત પણ માસ્તર તો ન થાત. અંગ્રેજી ભણત નહીં ને દુ:ખી થાત નહીં.

જન્મતી વખત પસંદગી કેમ નથી કરવા દેવામાં આવતી ? જો હું બંગાળમાં જન્મ્યો હોત તો વધારે સુખી હોત. કવિતા, વાર્તા કે નાટક લખી અથવા વિજ્ઞાનનાં અન્વેષણો કરી નોબેલ પારિતોષિક તો મેળવત; રાજામહારાજા કહેવાત; બેરિષ્ટર થાત, સમર્થ વક્તા થાત, પ્રભાવશાળી તંત્રી થાત અને ભારતવર્ષ આખું ધ્રૂજાવત, સિમલામાં કે લંડનમાં અંગ્રેજોને નિરાંતે ઊંઘવા દેત નહીં. હાઇકોર્ટનો જજ થાત, યુનિવર્સિટીનો વાઇસ ચાંસેલર થાત, કોંગ્રેસનો પ્રમુખ થાત, ધારાસભામાં જઇ બિરાજત, સિમલાના સેક્રેટરીએટમાં મોટો અમલદાર થાત, એ બધું ન થાત તો C.I.D.માં અમલદાર થાત અને કોઇ anarchistની ગોળીથી સ્વધામ જાત. ગ્રહ વાંકા હોત તો anarchist થાત, મોટરમાં જઇ ધાડ પાડત, ગામ ભાંગત, કોઇનું ખૂન કરત અને ફાંસીએ જાત. નવી બંગાળી પલટણમાં જાત. ફૂટબોલની મેચ રમત. રંગભૂમિ પર નાટક કરત. રામકૃષ્ણ મઠનો સાધુ થઇ યુરોપ અને અમેરિકાને વેદાંતી બનાવત. મેદાનમાં ફરત, ટ્રામમાં બેસત કે મોટરમાં સહેલ

કરત. કાંઇ નહીં તો આસામમાં ચાના બગીચાનો 'કુલી' થાત પણ આ નિર્જીવ ગુજરાતમાં માસ્તર તો ન થાત.

મહારાષ્ટ્રમાં જન્મ્યો હોત તો ટિળક મહારાજની જય બોલાવત, 'કેસરી'ની ઢબનું છાપું કાઢત, ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર થાત, નિષ્કામ કર્મ મઠમાં કે ભારત સેવક સમાજમાં જાત. સ્વદેશી અને રાષ્ટ્ર વિશે ભાષણો કરત, નાટક લખત, વાર્તા લખત, ગણપતિના મેળા માટે પદો રચત, રંગભૂમિ પર હેમ્લેટ કે બ્રૂટ્સ થઇ અભિનય કરત, સંગીતશાળા કાઢત, સરકસ લઇ હિન્દુસ્તાનમાં ફરત, વનિતાવસ્ત્રભંડારની દુકાન કાઢત, સુગંધી સામાનનું મોટું કારખાનું કાઢત, પૈસાફંડ ઉઘરાવત, લડાઇમાં જઇ મરાઠા લોકોનો જય બોલાવત, વડોદરા–ઇંદોર–ગ્વાલિયરનો દીવાન થાત, માળી થઇ ફૂલ ઉગાડત, નાસિકમાં કે પંઢરપુરમાં ગોર થાત, વિધવાશ્રમ કાઢત; ઘાટી જન્મત તો મુંબઇમાં ચાલોમાં નોકરી કરત, મિલમાં જાત, પોલીસ થાત, રામોસી થાત; મહાર જન્મત તો સિંદેની સિફારસથી લશ્કરમાં જાત, ઉજ્જડ જમીન ખેડી ખેડુત થાત, દરજી થાત, સુતાર થાત, બુકબાઇંડર થાત, કોળી જન્મ્યો હોત તો મુંબઇમાં માછલાં લાવી વેચત, રોજ દરિયામાં રખડત પણ ગુજરાતમાં માસ્તર તો ન થાત.

વિલાયતમાં જન્મ્યો હોત તો હિન્દુસ્તાનનો વાઇસરૉય થાત, આમની સભાનો નાયક થાત, નૌકાસૈન્યનો અધિપતિ થાત, એમ્બેસેડર થાત, કયસર થઇ આખું યુરોપ કંપાવત, દારૂગોળા બનાવત, વીજળી અને વરાળની મદદથી લક્ષાધીપતિ થાત, સાહિત્ય દ્વારા ધનાઢ્ય થાત – કીર્તિ પામત, 'મિશનરી' થઇ લાખો ખ્રિસ્તી કરત, ઉત્તરધ્રુવ ખોળત. અમેરિકામાં જન્મ્યો હોત તો લિંકન કે બુકર વૉશિંગ્ટન એમર્સન કે થોરો થાત, મેક્સિકોના કે દક્ષિણ અમેરિકાના કોઇ સંસ્થાનનો પ્રમુખ થાત; ફીલીપીનોને સ્વરાજ્ય માટે લાયક થવાની તાલીમ આપત; યુનિવર્સિટી સ્થાપત; વેદાંત, જૈન, ઝરથોસ્તી, ઇસ્લામ ધર્મોનું શ્રવણમનન કરત, મોરમન થાત, કંઇ કંઇ થાત પણ ગુજરાતમાં માસ્તર તો ન થાત. પરમેશ્વરનો જુલમ ઓછો નથી. પૂછ્યાગાછ્યા વિના ફેંકે છે જીવોને ગમે ત્યાં.

***

ઉન્મત્ત પ્રલાપનો અંત જ આવત નહીં. આવા તરંગના ઘોડા પર ઘોડા ઊછળ્યા જાત. મિયાં બહુ ખીલ્યા હતા; કમાન છટકી ગઇ હતી. શેખચલ્લીઓને કશાનું ભાન નથી હોતું. ચકરડી ઘુમરડી લીધી કે એ અને એમની દુનિયા ભમવા લાગવાની. વિચારમાં ને વિચારમાં કેટલો રસ્તો કાપી નાંખ્યો તેની માસ્તરસાહેબને ફામ રહી નહીં. દરવાજો આવી પહોંચ્યો. ભાગોળની બજારમાં ધમાલ હતી અને નહીં હતી. નંદનપ્રસાદની નજર પડી ચોપડી વેચનાર ઉપર, ગયા તેની દુકાને, ચોપડીઓ ઉથલાવવામાં કલાક ગાળ્યો. નાનાલાલ માસ્તરની ચંપાની વાર્તા, કેવડાની વાર્તા, હીરાની વાર્તા, માણેકની વાર્તા, એવી એવી ચોપડીઓ લીધી. ચાલ્યા ત્યાંથી પાછા વિચારના ઘોડા : સાહિત્ય સેવા કરીએ ? જોડણી સંભાળવી પડે નહીંતર'જાગતા જોધ ચર્ચાપત્રી' નરસિંહરાવ ખબર લેવા તત્પર જ છે. સંસ્કૃત શબ્દો બહુ વાપરીએ તો 'સાહિત્ય' ના તંત્રી સખત ઠપકો આપતાં ચૂકે એવા નથી. કવિતા લખીએ અને સંસ્કૃત કાવ્યશાસ્ત્ર પ્રમાણે તે નિર્દોષ ન હોય તો કમળાશંકર તેને નિરસ જોડકણું કહ્યા વિના છોડે એમ નથી અને તનસુખરામ તમાનું 'અનૌચિત્ય' વિવેચી હેરાન કરવાના તે તો જુદું. નવી ઢબની કવિતા હશે તો રમણભાઇને એમાં રસ નહીં પડે. સંઘવી એમાં ધ્વનિ કે નીતિ–અનીતિ શોધવા નીકળશે અને કેટલાંક માસિક તે છપશે અને કેટલાંક નહીં છાપે. બંધન,બેડી, ત્રાસ, જ્યાં જુઓ ત્યાં, એક જમાનાની બુદ્ધિ તે સાચી બુદ્ધિ. તેના જોહુકમ પ્રમાણે ચાલો. તમારી બુદ્ધિને ક્રીતદાસી રાખો, જરા ચીલો છોડ્યો કે સાહિત્યના પોલીસો બૂમાબૂમ કરી મૂકશે.

કવિતાના સ્વરૂપ માટે જેવી હાડમારી તેવી જ વિષય માટે. આજે બધાંને ટૂંકાં કાવ્યો જોઇએ છે. લાંબાં કાવ્યો છાપવાની અનુકૂળતા માસિકોમાં નથી તેમ વાંચનારને ફુરસદ કે ધીરજ પણ નથી. ટૂંકાં કાવ્યો

લખીએ તો પ્રો. ઠાકોર તેને લાગણીનો લલકાર કહી તુચ્છકારી કાઢે છે. ધીરા કે અખાની પેઠે વેદાંત પદ્યમાં લખીએ તો અંગ્રેજી ભણેલા તે નહીં વાંચે અને અંગ્રેજી નહીં ભણેલા કહે છે કે અમારે માટે અખો અને ધીરો બસ છે. હવે બીજાની જરૂર નથી.

બધા ગુજરાતીઓને એકદમ બહાદુર થવું છે. યાહોમ કરી કેસરિયાં કરવાં છે. ઇતિહાસમાં નામ અમર કરી જવું છે. વીરરસની કવિતા જોઇએ છે. અમે વીર નથી તો પછી વીરરસની કવિતા ક્યાંથી લખવી ? નથી પકડતાં આવડતી કટાર કે તલવાર કે બંદુક કે પિસ્તોલ. તોપનો ધડાકો સાંભળતાં જ શરીર ઠંડુંગાર થઇ જાય છે. જૈનોએ માંસાહાર તજાવ્યો છે. શિકાર કરવાનું નિષિદ્ધ ગણાવ્યું છે. અંગ્રેજી ભણતરે હોળીનાં તોફાનો જડમૂળથી કાઢી નાખ્યાં છે, અખાડા ઉજ્જડ કર્યા છે. અમારી જાતનું રક્ષણ નથી કરી શકતા તો પછી બહાદુરી બીજા માટે ક્યાંથી પ્રકટાવીએ ? અમારી વાણિયામૂછ નીચી. બાપ થઇને નહીં પણ દીકરો થઇને ખવાનું. ભૃગુ લાત મારે તો તેના પગ અમારે ચાંપવાના છે. સ્વતંત્રતા, સ્વાવલંબન, સામર્થ્ય બધું મૃગતૃષ્ણા છે. એ મેળવવા અમારે મથવાનું નથી. અમારા બાપદાદાના ગુલામ થઇ અમારે રહેવાનું છે. એમણે જે રિવાજ પાદ્યા છે તે મૂંગે મોંએ પાળવાના છે. ગુલામગીરીમાંથી છૂટવા પ્રયત્ન કરવો એ સંસારનું અપમાન કરવા જેવું છે, વડવાઓનો દ્રોહ કરવા જેવું છે.

આવું આવું છતાંયે અમારે વીરરસ જોઇએ છે. ઠીક. અંગ્રેજો અને હિંદીઓના યુદ્ધના પ્રસંગો લઇએ તો રાજદ્રોહી ગણાઇએ. હિંદુ–મુસલમાનના લઇએ તો મુસલમાનો અને હિંદુઓના રાષ્ટ્રીય ઐક્યમાં વિક્ષેપ આવે, ધર્મનાં ઝનૂન જાગી ખુનરેજી ચલાવી લોહીની નદી વહેવડાવે. હિન્દુ હિન્દુના પ્રસંગો લઇએ તો પ્રાંત પ્રાંત વચ્ચે વૈમનસ્ય થાય. પરદેશીઓના પ્રસંગો લઇએ તો પારકા ઇતિહાસમાં કોઇને રસ નહીં પડે; વિદેશી નામ, ભાવ, વિચિત્ર લાગે અને આકર્ષણ કરી નહીં શકે. આટલું આટલું છતાંયે વીરરસની કવિતા રચીએ છીએ . વિવેચકો તેને વિદ્યાર્થીઓના નિરંકુશ પ્રલાપ કહે છે. વખતે દાદાભાઇ જયંતીને દહાડે એમાંથી કોઇ ખંડ ગવાય છે. વખતે કોઇ નાટકવાળ એનું અવતરણ રંગભૂમિ પર કરે છે. વખતે લગ્નગાળામાં કે ગરબામાં કોઇ સુન્દરી તે ગાઇ સાક્ષર કુટુંબ સાથેનો સંબંધ પ્રગટ કરે છે. હાલરડાં તો હવે ગવાતાં બંધ થઇ જાય છે એટલે ઝોળીમાં વીરરસ બાળકને સાંભળવાની તક રહી નથી.

પણ અફસોસ એ છે કે લડાઇમાં જતી વખતે કે લડતી વખતે મરાઠા કે શીખ એ કવિતા સાંભળતા નથી. બધી મહેનત ધૂળધાણી થઇ જાય છે.

આખી 'સાક્ષર' આલમ સામી છે છતાં શૃંગારની કવિતા લખાય છે અને વંચાય છે. વધારામાં સુખ મોટું એ છે કે આ બધા કવિઓની પત્નીઓ જુવાનીમં સ્વર્ગે સંચરે છે. વિરહના કવન તેથી સારી રીતે રચી શકાય છે. બાકી આપણે માટે તો એ પણ રસ્તો નથી. વહુ હોત તો તેને idealise કરી કાવ્યોનો ડુંગરો ઉભો કરત. છટ છટ, અસત્યનો આશ્રય કરવો. મૂળમાં ન હોય કાંઇ અને તેમાં idealise કરીએ પછી નીરસ જોડકણાં જ લખાય. જેના પરથી કવિતા રચીએ તેને તેમાં ગતાગમ નહીં; તેની ખબર પણ નહીં.

પ્રેમ કર્યા વિના પરણવાનું. સંવનન નહીં પછી પ્રણયગીતો કેવી રીતે ગવાય ? પરણ્યા પછી પ્રાપ્તિનો ઓડકાર – તલબ નહીં. પ્રણય નહીં પછી વિરહ શા ? અને મિલન શા ? કુંવારી 'યૌવના'ઓ પણ દેશમાં નહીં કે તેમનાથી મોહ પામી પ્રેમનું કવન કરીએ.પરણેલી સ્ત્રીઓની સાથે પ્રેમ થઇ શકે નહીં કારણ કે તે પાપ ગણાય. હવે પ્રેમ ક્યાં કરવો ? અને શૃંગારની કવિતા ક્યાંથી લખવી ? કલાપી રાજા હતો.એક પર બીજી પરણી શકતો હતો એટલે સ્નેહરાજ્ઞીના વિરહની કવિતા કરી શક્યો. પ્રેમ મેળવ્યા વિના – પ્રેમ મેળવવાનાં સાંસાં હોવાથી અમારા સરસ્વતીચંન્દ્રો જીવનમુક્ત – વાસનાહીન થઇ જાય છે; અમારા જયંતો 'આત્મલગ્ન'ની ઇન્દ્રજાળમાં લપાય છે, નીતિ, મર્યાદા, સંયમ, લાજ જ્યાં જોઇએ ત્યાં નડતાં ને નડતાં, મુસલમાન કે અંગ્રેજ જન્મ્યા હોત તો કંઇ કંઇ લાવણીઓ અને ગઝલો ઇશ્કની ગાત – બાયરન


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

અને ગેટેને પગલે ચાલત પણ, આ દાસત્વ, આ બંધન તો ન હોત. પાંખો કપાઇ તો નહી જાત. ફાવે ત્યાં ઊડી તો શકત. યા અલ્લા ! પરવરદિગાર ! ક્યારે તોડીશ બેડીઓ અને સાંકળો ?

***

માસ્તરસાહેબ ધૂનમાં ચાલ્યા જતા હતા. દારૂના પીઠાની દુર્ગંધથી વિચારમાં વિક્ષેપ પડ્યો. અંતરમાં વળેલા ચક્ષુ પાછાં બહાર જોવા લાગ્યાં : વ્યસની હોત તોયે સુખી હોત, લહેર ઉડાવતા હોત. જેટલી વાર દારૂ પીઓ તેટલી વાર સ્વર્ગના દેવ, પરમેશ્વરના એ પરમેશ્વર. કોણ જાણે ક્યાંથી નાનપણથી નીતિના સંગમાં ઊછર્યો ? ન પીવો દારૂ, ન પીવી ભાંગ, ન પીવી ચિરૂટ કે સિગાર, ન ખાવી તંબાકુ, ન સૂંઘવી તપખીર, ન ખાવું કોકીન, ન પીવું કોલન વોટર, ન વાપરવી માજમ કે ન પીવો કસુંબો, ન ગગડાવવો હુક્કો.ઘોડાની ‘રેસ’માં જુગાર રમવા ન મળે પૈસા કે હિમ્મત. બિલીઅર્ડના જુગારખાનામાં જતાં થાય સંકોચ પછી ક્યાંથી હોય સ્વાસ્થ્ય, સ્ફૂર્તિ, સ્વતંત્ર વિચારશક્તિ ? એમાંયે નીતિનું દાસત્વ, મગદૂર નહીં કે તોડાય એના કાયદાઓ.

અમારું વ્યસન વાંચવાનું. ચોપડીઓ વાંચીએ, વર્તમાનપત્રો વાંચીએ, માસિકો વાંચીએ, ઊઠતાં વાંચીએ, સૂતા વાંચીએ, જઅજરૂમાં વાંચીએ, નહાતાં વાંચીએ, ચાલતાં વાંચીએ, રજામાં મળવા જઇએ ત્યાં વાંચીએ, ફરવા જઇએ ત્યાં વાંચીએ, ટ્રેનમાં વાંચીએ, ટ્રામમાં વાંચીએ, મોટરમાં વાંચીએ, એરોપ્લેનમાં વાંચીએ; વાંચીએ નહીંતર નાટક જોઇએ. પણ આંખ માત્ર અમારો સોબતી; બધો લાહવો એનાથી માણવાનો. સંગીતમાં ગુજરાત એટલું બધું ઉસ્તાદ છે કે ન પૂછો વાત. સંગીતપ્રિય કર્ણજ નહીં. એટલે એ બિચારો સ્વતંત્ર. દુકાળ ઓછા પડે છે કે ફૂલ થાય અને પરિમલથી ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરે ? ‘ઑટો મોહની,’ હીરાનું કે ખસનું અત્તર, સેન્ટ કે અરગજા, ફૂલની ખોટ પૂરવા ક્યાં તહેનાતમાં નથી ? અમારામાં સુગંધ નહિ, અમારા વસ્ત્રમાં નહીં, દેહમાં નહીં, ભૂમિમાં નહીં, વાતાવરણમાં નહીં એટલે સેન્ટ છાંટી પરિમલ ફેલાવીએ. હાય પરાધીનતા ! એમાં એ પાછું ‘ટેસ્ટ’ પ્રમાણે જે ‘સોસાયટી’માં ભમીએ તેના મિજાજ પ્રમાણે સેન્ટ વાપરવું. એ નવી પરતંત્રતા. દુનિયામાં સ્વતંત્રતા જ નથી; મુક્તિ નથી.

***

એવામાં આવી પહોચ્યું યુરોપીઅન જીમખાના : આ પોલીસ કોઇ દિવસ આપણને સલામ કરવાનો નહીં પણ આવવા દો ગોરી ચામડી. ક્યા પાપે કાળા જન્મ્યા ? રોજ સાંજે ઑફિસમાં મડમ તેડવા આવત, જીમખાનામાં ટેનિસ રમત, બિલીઅર્ડ રમત, બૉલમાં નાચત, શિકારે જાત, જ્યાં જાત ત્યાં પહેલી હારમાં ખુરસી મેળવત, રેલવેના પ્લેટફોર્મ પર વગર પાસે જાત, બધાની સલામ ઝીલત, અમલ ચલાવત, સલ્તનતનો બધો ભાર એક માથા ઉપર વહેત, રાજદ્રોહ શોધી કાઢત, તુંદમિજાજ રાખી સૌને ગાળો દેત, સ્થાનિક સ્વરાજ્ય માટે હિંદીઓને નાલાયક ઠેરવત, મોટા મોટા દરબારો ભરી રુઆબ બેસાડત, આ બધું થાત પણ ઓ દિન કહાં કે મિયાંના પાઉમાં જૂતિયાં ?...મેકોલે ! મેકોલે ! તેં અંગ્રેજી વિદ્યા ન દાખલ કરી હોત તો અમે કેટલા સુખી હોત ? તમે પણ હતે. અમે અમારે પાણિનીનાં સૂત્રો, શાંકરભાષ્ય, ખંડનખાદ્ય, ચિત્સુખી, રઘુવંશ, શિશુપાલવધ, રસગંગાધર, અમરકોશ, ચરક, ભાગવત, મહાભારત, યોગદર્શન, માનવધર્મશાસ્ત્ર, વીરમિત્રોદય, અમરુશતક, ભોજપ્રબંધ, કામન્દકીય નીતિ, ભર્તૃહરિનાં શતકો, બૃહજ્જાતક, ગ્રહલાઘવ સાથે માથું કૂટ્યા કરત. સ્વરાજ્યની વાતો નહીં કરત, રાષ્ટ્રીય ભાવના કલ્પત નહીં. બાળલગ્ન અટકાવવાની, વિધવાવિવાહ કરવાની, નાતો તોડી એકરાર કરવાની ચળવળ કરત નહીં, સ્વદેશીની હાકલો પાડત નહીં, ઇંગ્લેંડ અને બીજા પરદેશના માલ સામે જકાત નાખવાની હિમાયત કરત નહીં, આફ્રિકામાં, ફિજીમાં, ગિયાનામાં, કોલંબિયામાં જેટલો જુલમ પડત તે સહેત – ન સહેવાત તો સમૂળગા નાશ પામત પણ ‘સત્યાગ્રહ’થી અમલદારોને પજવત તો નહી.

***

આજે શું થયું છે મને? શો રોગ થયો છે ? આ માસ્તરની જિંદગી તોબા છે. બી.એ., એમ.એ. થઈ નાના પોટ્ટાઓને A,B,C શીખવવી; હિન્દુસ્તાનનો ઈતિહાસ ગોખાવવો,ભૂગોળનાં નકશામાં બતાવવાં અને બજારમાં ખરીદી કરવા જાય ત્યાં ભાવ,માપ,તોલના હિસાબ કરતાં ન આવડે એવી રીતે વ્યાજના, શેરના, રેલવેના દાખલા શીખવવા. રોજ પાંચ કલાક લેવાદેવા વિના માથું પકવવું. દશ વર્ષ વૈતરું કરીએ ત્યારે પાંચ કે દશનું પ્રમોશન મળે. રોજ બપોરનું વૈતરું ઓછું હોય તેમ સાંજે ક્રિકેટ રમવા કે રમાડવા જવું, ડ્રીલ કરાવવી; સવારે ઘેર વળી એક્સરસાઇઝો તપાસવી. ઉપરાંતમાં સમાજસેવાનું લફરું વળગ્યું હોય તે જુદું. ક્યાંક ભાષણ કરવાનાં હોય, સાંભળવાનાં હોય, વ્યવસ્થાપક કમિટિમાં હાજર રહી વ્યવસ્થા કરવાની હોય, વર્તમાનપત્ર કે માસિકની ભેટની ચોપડી લખવાની હોય, ખાસ અંકને માટે લેખો લખવાના હોય, નાતનાં ચોપાનિયાં માટે વાર્તા લખવાની હોય, સનાતન ધર્મની કે સ્ત્રીશિક્ષણની કે સાહિત્ય પરિષદની પરીક્ષા લેવાની હોય, જે ન હોય તે ઓછું. લડાઈનાં કારણોથી લોકોને વાકેફ કરવા ભાષણો કરવાનાં અને તરજૂમા કરવાના જે વળી જુદું જ. લેડી વિલીંગ્ડનના ફંડ માટે કે બેલ્જીયમ બાળકો માટે ફંડ ઉઘરાવવાનું એમાં પાડ કોનો ? 'પ્રાઈઝ ડિસ્ટ્રિબ્યુશન'ના પ્રસંગ માટે 'રેસિટેશન' તૈયાર કરવામાં અઠવાડિયાં ગાળવાં, હોલિકાસંમેલન, જુગારનિષેધક, નાતોની પરિષદ એ બધામાં ઘૂમવાનું ભાષણો કરવાનાં, એનાં દુ:ખ વળી ક્યાં રોવાં ?

આટલું આટલું કરીએ તોયે અમારી ગણતરી નહીં; અમને સુખ નહીં, વૈભવ નહીં, વિલાસ નહીં, પ્રતિષ્ઠા નહીં, કીર્તિ નહીં, માન નહીં, અકરામ નહીં; જિંદગીમાં મીઠાશ નહીં, ઉલ્લાસ નહીં, હતાશા, કડવાશ, મૂંઝવણ, ચંત્રણા, સ્તબ્ધતા, પ્રવંચના, સભ્ય દોંગાઈ રેંસી નાંખે છે. અમને શબ જેવા ફેરવે છે.

આમાં મારો તો પત્તો જ નથી ખાતો. Ennui ખાઈ જાય છે Lotos eaters દ્વીપમાં જઈ વસવાની ઉમેદ શેખચલ્લીઓની ઉમેદ જેવી જન્મે છે તેવી જ નાશ પામે છે. Vanitas છે.પ્રભુ ! Vanitas anitatum.

આપઘાત કરી છૂટવામાં જ બહેતર છે. દેહનાં બન્ધન નહીં, સંસારનાં નહીં, દેશનાં નહીં, કાળનાં નહીં, રાજ્યનાં નહીં, સગાંનાં નહીં, વહાલાંનાં નહીં, જંજાળો નહીં, ઉપાધી નહીં, આધિ નહીં, વ્યાધિ નહીં આત્મા સંપૂર્ણ સ્વતંત્ર છૂટો, મુક્ત. કોઈનું દાસ્તવ તો નહીં જ. નરસિંહરાવ કહે છે કે આપઘાતી અસૂર્યલોકમાં જાય છે. સારું, સૂર્યલોકની બેડીઓ તો ત્યાં નથી એ ઓછું સુખ છે ?

મારી મૃત્યુનોંધ કેવી લખાશે ? નથી હું મહાકવી, સેનાની, રાજ્યપુરુષ, ઉદ્યોગવાહક, વૈજ્ઞાનિક કે કલાવિશારદ. કોઈ નહીં લખે કે Ennui અને Vanityથી આપઘાત કર્યો ? નોંધ જાતે તૈયાર કરી પછી મરવું. એ પણ જમાનાની તાસીર.

---

**ડૉ. ભાવેશ જેઠવા, ભૂજના સહયોગથી**

**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# નવલકથા: બાઉન્ટિનો બળવો(ભાગ–૩: પૂર્ણ)

---

## બાઉન્ટિનો બળવો

## ભાગ–૩ (પૂર્ણ)

જૂલે વર્ન એટલે અભૂતપૂર્વ–અપૂર્વ અને અદભુત કથાઓના સર્જક. વિશ્વભરની ભાષાઓમાં એમની કેટલીએ કથાઓના અનુવાદો થયાં છે. આપણે ત્યાં પણ ગુજરાતીમાં મુળશંકર મો.ભટ્ટ દ્વારા એમની કેટલીક કથાઓના અનુવાદ થયાં છે. ત્યાર પછી નાયકબંધુઓએ એ અનુવાદની પરંપરા જાળવી રાખી. રહસ્ય–રોમાંચ, સાગરના જહાજી સાહસો, વૈજ્ઞાનિક કથાઓ, ઐતિહાસિક અને ભવ્ય લોકજીવનને આલેખતી ભવ્ય કથાઓના સર્જક જૂલે વર્ન બાળકથી માંડી વૃદ્ધો સુધીના વાચકોને એકી બેઠકે વાંચવા મજબૂર કરે એવું ગતિવંત આલેખન કરનારાં લેખક છે.

મારો સ્વાનુભવ જણાવું તો અગીયાર વર્ષની ઉમરે પહેલી વાર જૂલે વર્નની ‘સાગરસમ્રાટ’ કથા વાંચી...ત્યાર પછી એમની કથાઓનો વ્યસની કહી શકું એટલી હદે પ્રેમમાં પડી ગયો. અનુવાદ દ્વારા એમની કથાઓ વાંચતો ગયો. કેટલીએ વાર એવું બન્યું છે કે, ગ્રંથાલયમાં કોઈ પુસ્તક શોધવા મથતો હોય ને અચાનક જ જૂલે વર્નની કોઈ પણ કથા હાથ લાગી જાય– પછી ભલે ને તે પહેલા વીસ–પચ્ચીસ વાર કેમ ન વાંચી હોય.! છતાં પેલું શોધતો હોય તે પુસ્તક સાઈડમાં રહી જાય, અગત્યનું કામ કરતો હોય તે પણ સાઈડમાં રહી જાય અને ઊંઘ પણ પાછી ઊડી જાય..! એ કથાને ફરી ફરીને વાંચી ન જાઉં ત્યાં સુધી આરામથી સુવાનું હરામ થઈ જાય. આજે તો મારા પર્સનલ સંગ્રહમાં ગુજરાતી–હિન્દી અનુવાદો પડ્યા છે. એટલે ચિત્તને મનગમતો ખોરાક હાથ વગો બની ગયો છે.

મારો આ અનુભવ આપની સમક્ષ મુકવામાં જાતને રોકી નથી શક્યો એટલું ખેંચાણ તો છે જ, સાથે આનંદ એ વાતનો છે કે એ મહાન લેખક જૂલે વર્નની એક નવી જ (આપણા માટે નવી) લઘુકથા કે કથા હપ્તાવાર આ સામયિકમાં પ્રકાશિત કરવા જઈ રહ્યાં છીએ. એના અનુવાદક છે સુરત શહેરના યુવાન અને ઉત્સાહી લેખક શ્રી જીગર શાહ. આ પહેલા તેમણે ‘ડોલ્ફિન’ નામની આ લેખકની રચનાને ગુજરાતીમાં પુસ્તકરૂપે અનુદિત કરીને પ્રકાશિત કરેલ છે. અન્ય ત્રણ લઘુકથાઓ ટૂંક સમયમાં પ્રકાશિત થનાર છે.

આશા છે, ગુજરાતી વાચકોને ખાસ કરીને બાળકો, કિશોરો અને રસિક વાચકોને અમારો આ પ્રયાસ ગમશે.

તમારા અભિપ્રાય–પ્રતિભાવની અપેક્ષા રાખીએ છીએ..

**નરેશ શુક્લ**

## અનુવાદકની નોંધ

જૂલે વર્નના લેખનની વાત આવે એટલે સામાન્ય રીતે તેના વાચકોને વિજ્ઞાનની કલ્પનાઓ આધારિત કથાઓ, જહાજી સાહસો, ભૌગોલિક, ઐતિહાસિક અને વિવિધ દેશોના લોકજીવન અને સંસ્કૃતિ સંબંધી સૂક્ષ્મ વર્ણનો જેવી બાબતો યાદ આવે છે. પણ જે બાબતનો ઉલ્લેખ મેં વાચકો–વિવેચકો દ્વારા ભાગ્યે જ થતો જોયો છે તે તેના ધૂની કહી શકાય તેવાં પાત્રોની. તેની મોટાભાગની કથાઓમાં વિજ્ઞાનને કે અન્ય સાહસને પોતાના જીવનનું સંપૂર્ણ ધ્યેય માની લીધું દાવ પર લગાડી દેનારાં પાત્રો તેના લેખનની એક આગવી વિશિષ્ટતા ગણાવી શકાય. એની લગભગ દરેક કથાઓમાં આવાં ધૂની પાત્રો એક સામાન્ય બાબત છે. આવાં પાત્રો દુનાયાથી અલિપ્ત થઈ પોતાના વિચારોમાં સતત ડૂબેલાં રહે છે. (પ્રકાશિત થનાર પુસ્તકની પ્રસ્તાવનામાંથી)

આ કથા એક સત્યઘટના પર આધારિત છે. પેસિફિકમાં આવેલા નાનકડા ટાપુ પિટકર્ન પર સૌ પ્રથમ વસાહતીઓ કેવી રીતે પહોંચ્યા એ અંગે બનેલી એક બળવાની ઘટનાને આ કથામાં આવરી લેવાઈ છે.

આ બાઉન્ટિનો બળવોની ઘટના આધારિત એક ફિલ્મ પણ હોલિવૂડમાં –મ્યુટિની ઓફ બાઉન્ટિ–નામે બની છે. બાઉન્ટિના કેપ્ટન બ્લિઘે આ ઘટના આધારિત પુસ્તક મ્યુટિની ઓફ બાઉન્ટિ પણ લખ્યું હતું. જે જૂની ક્લાસિક સાહસકથાઓમાં અગ્રગણ્ય સ્થાન ધરાવે છે. કથા અંગે વધુ રસભંગ ન કરતાં આપ એને વાંચી લેશો. (પત્રમાંથી)

**જીગર શાહ**

3

## પિટકર્ન ટાપુના વસાહતીઓ

કેપ્ટન બ્લિઘ અને તેના સાથીઓને ખુલ્લા સમુદ્રમાં રઝળતા મૂક્યા બાદ બાઉન્ટિએ પોતાનો મોરો તાહિતી તરફ ફેરવ્યો. તે દિવસે જ બાઉન્ટિ તૌબાઈ ટાપુ પર પહોંચી ગયું. ચારેબાજુ પરવાળાઓથી ઘેરાયેલા આ નાનકડા સુંદર ટાપુ ઉપર લાંગરવાનું ક્રિશ્ચિયને નક્કી કર્યું. પણ ટાપુની નજીક પહોંચતા જ ત્યાંના સ્થાનિક આદિવાસીઓ દેખાયા. તેઓ અજાણ્યા આગંતુકો પ્રત્યે આક્રમક જણાતાં બાઉન્ટિએ ત્યાંનું રોકાણ મોકૂફ રાખી તાહિતી તરફ આગળ વધવું પડ્યું.

થોડા દિવસ બાઉન્ટિ ખુલ્લા દરિયામાં હંકારતું રહ્યું. છટ્ઠી જૂન 1789ના દિવસે બાઉન્ટિના લંગરને માતાવાઈની ખાડીમાં ફરી એકવાર ઉતારવામાં આવ્યું. તાહિતીના સ્થાનિકોએ બાઉન્ટિને ખુશીથી આવકાર્યું. આ ટાપુ પરની આગલી મુલાકાત વખતે બાઉન્ટિના નાવિકો અને સ્થાનિકો વચ્ચે સુમેળભર્યા સંબંધો બંધાયા હતા. કેપ્ટન કૂકની સફર વખતે પણ તેમણે અહીં ઉતરાણ કર્યું હતું. તેને અહીંના રહેવાસીઓ સારી રીતે જાણતા હતા. અને તેનું નામ તેમને જણાવતાં તેમણે બાઉન્ટિના નાવિકો સાથે પણ મૈત્રીપૂર્ણ વ્યવહાર કર્યો.

29મી જૂનના દિવસે બળવાખોરોએ બાઉન્ટિને તૌબાઈ ટાપુની દિશામાં ઉપાડ્યું. તેમનો હેતુ અન્ય જહાજોના સામાન્ય પ્રવાસમાર્ગથી દૂર, કોઈ એકલવાયા ટાપુની શોધનો હતો. જેની જમીન ખેતી માટે પૂરતી ફળદ્રૂપ હોય અને તેમાં ખેતી કરી પોતાના ખોરાકની જરૂરિયાતને પૂરી કરી શકાય. સાથે સાથે તેમને બ્રિટિશ નૌકાદળનો પણ ભય હતો. જેથી દૂરના આવા ટાપુ પર તેઓ સલામતીપૂર્વક રહી શકે તેમ હતું.

તેઓ રસ્તામાં આવતા કેટલાય ટાપુઓ પર રખડતા રહ્યાં. ત્યાં વસી શકાય તે માટે દરેક પ્રકારની ન્યુનતમ્ જરૂરિયાતોને સંતોષવામાં તે ટાપુઓ ઉપયોગી બની શકે તેમ હતા કે નહીં તેની ચકાસણીનો જ તેમનો મુખ્ય હેતુ હતો. દરિયામાં ઘણી રખડપટ્ટી બાદ તેમને કોઈ ટાપુ યોગ્ય ન જણાતા તેઓ ફરી તાહિતી તરફ

આકર્ષાયા. ત્યાંના સ્થાનિકોનો વ્યવહાર પણ મૈત્રીપૂર્ણ હતો. તેઓ ફરી તાહિતી પર પાછા ફર્યા. બે તૃતિયાંશ જેટલા નાવિકો આ ટાપુ પર ઉતરી અંદર તરફ ગયા. પણ તે સાંજે બાઉન્ટિએ પોતાનું લંગર ઉપાડ્યું અને દરિયામાં અદશ્ય બની ગયું. ક્રિશ્ચિયન તેના મોટા ભાગના સાથીઓને લીધા વિના જ ત્યાંથી નીકળી પડ્યો હતો.

બાઉન્ટિ દ્વારા તેના નાવિકોને આ રીતે ત્યજી દેવાયા બાદ નાવિકો પાસે કોઈ રસ્તો બચ્યો ન હતો. તેઓ ટાપુના જુદા જુદા ભાગોમાં વસી ગયા. જ્યોર્જ સ્ટુવર્ટ અને પિટર હેયવૂડ નામના બે અધિકારીઓ જેમણે કેપ્ટન બ્લિઘ સામેના બળવામાં ભાગ લીધો ન હોવા છતાં તેમની ઇચ્છા વિરુદ્ધ ક્રિશ્ચિયને તેમને જહાજ પર રાખ્યાં હતા, તેઓ માતાવઈની ખાડી પાસેના સ્થાનિક કબીલામાં જ વસી ગયા. સ્ટુવર્ટ કબીલાના રાજા ટીપ્પાઓની બહેન સાથે જ પરણી ગયો. મોરીસન, પેનો નામના કબીલાના સરદાર સાથે રહી ગયો. તેનો મનમેળ તેની સાથે વધુ હતો. જ્યારે અન્ય નાવિકો ટાપુના વધુ અંદરના ભાગોમાં જઈ વસ્યા હતા. લગભગ બધાએ ત્યાંની સ્થાનિક સ્ત્રીઓ સાથે લગ્ન કરી ત્યાં જ નવજીવનની શરૂઆત કરી.

ચર્ચિલ અને થોમસન નામનો ગાંડો નાવિક આ ટાપુ પર આવી બેકાબૂ બની ગયા હતા. તેઓ ટાપુવાસીઓ સાથે સતત ઝઘડતા રહેતા. ચર્ચિલનું સ્થાનિક સાથેના સંઘર્ષમાં જ મૃત્યું થયું. થોમસનને પણ સ્થાનિકોએ પથ્થરો મારીને મારી નાંખ્યો.

બળવામાં મુખ્ય ભાગ ભજવનારા બંને નાવિકોને સ્થાનિકોએ બેરહેમીથી મારી નાંખ્યાં છતાં તેમનું વર્તન અન્ય નાવિકો પ્રત્યે સુમેળભર્યું જ રહ્યું. નાવિકો પણ તેમની સાથે હળીભળી ગયા હતા.

મોરીસન અને અન્ય નાવિકોને હંમેશા બ્રિટિશનૌકાદળના હાથે ઝડપાઈ જવાનો અને બળવાની સજાનો ભય સતાવતો હતો. બ્રિટિશ નૌકાદળના જાણીતા આ ટાપુપર લાંબો સમય છૂપાઈને રહી શકાય તેમ ન હતું. તેથી તેમણે નાનકડું જહાજ બાંધવાનું નક્કી કર્યું. જેમાં તેઓ બાટાવીયા ટાપુ સુધીની સફર ખેડી, ત્યાં જઇ વસી શકે તેમ હતું. ત્યાંની સંસ્કૃત પ્રજામાં સરળતાથી હળીભળી જઈ બ્રિટિશ નૌકાદળથી છૂપાઈને રહી શકે તેમ હતું. તેના અન્ય આઠ સાથીઓ સાથે થોડા ઘણા સુથારીકામના સાધનો વડે નાનકડાં જહાજનું બાંધકામ તેમણે શરુ કર્યું. ટાપુના પાછળના ભાગમાં આવેલી વિનસ પોઇન્ટની ખાડીમાં આ નાનકડા જહાજનું બાંધકામ તેમણે છૂપી રીતે શરુ કર્યું.

આ સમય દરમિયાન આ બધાથી અજાણ સ્ટુવર્ટ આખો દિવસ બગીચાના સંવર્ધન અને ખેતીના કામમાં મશગુલ રહેતો. જ્યારે તેનો સાથી પિટર હેયવૂડ ત્યાંની સ્થાનિક ભાષાના શબ્દોનો શબ્દકોષ તૈયાર કરવામાં સમય વિતાવતો. જે ભવિષ્યમાં અહીં આવનારાં ખ્રિસ્તી ધર્મપ્રચારકોને ખુબ મદદરૂપ પૂરવાર થવાનો હતો.

દોઢ વર્ષ કરતાં વધું સમય પસાર થઈ ગયો. 23મી માર્ચ 1791ના દિવસે માતાવઈ ખાડીમાં એક જહાજ લાંગર્યું. એ બ્રિટિશ નૌકાદળનું પેન્ડોરા હતું. બાઉન્ટિના બળવાખોરોને શોધવા બ્રિટિશ નૌકાદળે તેને મોકલ્યું હતું.

હેયવુડ અને સ્ટુવર્ડને તેની જાણ થતાં તેઓ ઝડપથી જહાજના તૂતક પર પહોંચી ગયા. તેમણે જહાજના કેપ્ટનને તેઓના નામ અને બાઉન્ટિ જહાજમાં તેમના હોદ્દાની જાણ કરી. તેમણે બળવામાં ભાગ નહીં લીધો હોવાનું પણ કેપ્ટનને જણાવ્યું. પણ પેન્ડોરાના નાવિકોને તેમના પર ભરોસો ન હતો. તેમણે બંનેને બંદી બનાવી કેદ કર્યાં. ટાપુ પર તેમણે અન્ય નાવિકોની પણ શોધ ચલાવી. તેમના હાથે પકડાયેલા નાવિકોના કોઈ પણ ખુલાસા સાંભળ્યા વિના સૌને કેદ કરવામાં આવ્યાં. ત્યાંની સ્થાનિક ભાષાના જાણકારો મારફતે ત્યાંના સ્થાનિકોને આ કેદીઓ ગુનેગાર હોવાનું જણાવ્યું. પકડાયેલા બધા બળવાખોર નાવિકોને જહાજના તૂતકના પાછળના ભાગ તરફ 11 ફૂટ લાંબા કેદખાનામાં પૂરવામાં


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

આવ્યાં. કેદીઓએ આ પિંજરાને ખ્રિસ્તી ધર્મકથામાં આવતા પેન્ડોરા બોક્સની ઉપાધી આપી. લાંબા રોકાણ છતાં પેન્ડોરાના નાવિકોને આ ટાપુ પર છૂપાયેલ બધા બળવાખોરોનો પત્તો મેળવવામાં સફળતા ન મળી.

આખરે 19મી મેના દિવસે પેન્ડોરાએ તાહિતીના બારામાંથી લંગર ઉપાડ્યું. ત્યાર બાદ ત્રણ મહિના સુધી તેણે ત્યાંના ટાપુઓ પર બાઉન્ટિના બળવાના મુખ્ય સુત્રધાર ક્રિશ્ચિયન ફ્લેચર અને તેના અન્ય સાથીઓની શોધ ચલાવી. પણ કંઈ નક્કર પરિણામ આવ્યું નહીં. એક ટાપુ પરથી જાણકારી મળી કે બાઉન્ટિ છેલ્લે ચોધામ ટાપુ પાસે દેખાયું હતું. ત્યાર બાદ તેનો કોઈ પત્તો નથી. તેમ છતાં પેન્ડોરા બાઉન્ટિની શોધમાં ઘણા દિવસો સમુદ્રમાં ભમતું રહ્યું. પણ બાઉન્ટિ કે તેમના બાકી નાવિકોને શોધવામાં તેને સફળતા મળી નહીં.

પેન્ડોરા પકડાયેલા કેદીઓ સાથે પરત ફર્યું. વળતી સફર દરમિયાન ટોરેસની ખાડીના પરવાળાનાં ટાપુઓ પાસે તેને ગંભીર અકસ્માત નડ્યો. તેના એકત્રીસ નાવિકો અને ચાર બળવાખોરો આ અકસ્માતમાં મૃત્યુ પામ્યાં.

કેદીઓ અને જહાજના અન્ય નાવિકો બચાવનૌકામાં મહામુશ્કેલીએ નજીકના ટાપુ સુધી પહોંચ્યા. તેમની પાસે રહેલા મર્યાદિત સામાનમાંથી તંબુ બાંધી તેમાં જહાજના ઉચ્ચાધિકારીઓ અને નાવિકો રહેવા લાગ્યા. પણ બળવાખોરોને તો ખુલ્લામાં જ રહેવું પડતું. સૂર્યનો તાપ તેમને માટે અસહ્ય બનતો હતો. તેઓ ગરમી સામે રક્ષણ મેળવવા ગળાથી પગ સુધી માટીમાં લથબથ થઈ જતાં. જેથી તેમને સૂર્યના કિરણો સામે થોડું રક્ષણ મળે.

ભેંકાર ટાપુ પર થોડા દિવસ રોકાણ કર્યા બાદ બધા પન્ડોરાની બચાવનૌકામાં તિમોર પહોંચ્યા. આ સફર દરમિયાન બળવાખોરો પર સતત નજર રાખવામાં આવતી કે જેથી કોઈ છટકી ન જાય. બળવાખોરો પર રાખવામાં આવતી સખત નજરને કારણે તેઓ ભયના ઓથાર તળે જીવતા હતા. તેમને થનારી ભાવિ સજાનો તેમને ખ્યાલ હતો. એમાંથી બચવા તેઓ ગમે તે ભોગે ભાગી છૂટવા ઇચ્છતા હતા. પણ તેમાં તેમને સફળતા હાથ લાગતી ન હતી.

જૂન 1792માં પેન્ડોરાની સમગ્ર ટૂકડી બાઉન્ટિના બળવાખોર નાવિકોને લઈ ઇંગ્લેન્ડ પહોંચી. જ્યાં બળવાખોરો ઉપર લશ્કરી કાયદાઓ અંતર્ગત ખટલો ચલાવવામાં આવ્યો. એડમિરલ હૂડ દ્વારા ચલાવાયેલો આ ખટલો છ દિવસ ચાલ્યો. કાર્યવાહીના અંતે છ નાવિકોને જહાજ પર બળવો કરવા અને તેમને સોંપેલી ફરજ નહીં નિભાવવાના ગુના બદલ દેહાંતદંડની સજા કરવામાં આવી. છ માંથી ચાર નાવિકોને એક યુદ્ધ જહાજના તૂતક પર જ ફાંસીની સજાનો અમલ કરવામાં આવ્યો. જ્યારે અન્ય બે આરોપીઓ સ્ટુવર્ટ અને પિટર હેયવુડની માફીની અરજી માન્ય કરવામાં આવી. કેપ્ટન બ્લિઘે પણ તેમણે બળવામાં સક્રિય ભાગ નહીં ભજવવાની જુબાનીની તરફેણ કરી. તેમને સજામાંથી મુક્તિ આપવામાં આવી.

0000

1814નું વર્ષ હતું. બાઉન્ટિના બળવાની ઘટનાને પચ્ચીસ વર્ષ વીતી ગયા હતાં. કેપ્ટન સ્ટેઈન્સની આગેવાનીમાં બે બ્રિટિશ યુદ્ધ જહાજો વિશાળ દરિયામાં ભટકી રહ્યાં હતાં. તેમણે જોયું કે તેઓ કેટલાક ભયાનક લાગી રહેલા અજાણ્યા ટાપુ સમુહોની દક્ષિણે હતા. કેપ્ટને નકશા ચકાસતા માલુમ પડ્યું કે આ ટાપુઓ કાર્ટરેટે વિશ્વની ફરતે પરિક્રમા કરતાં શોધ્યાં હતા. તેણે તેને પિટકર્ન ટાપુ એવું નામ પણ આપ્યું હતું. તેમણે તે પિટર્કન ટાપુ હોવાનું જ માની લીધું. ટાપુનો કાંઠો ક્યાંય દેખાતો ન હતો. નાનકડા ટાપુ પર ચારે બાજુ ગીચ હરિયાળી પથરાયેલી હતી.

આ ટાપુની અગાઉ કોઈએ મુલાકાત લીધાની કોઈ સત્તાવાર માહિતી ન હતી. ટાપુ તાહિતીથી 1200 માઈલના અંતરે આવેલો હતો. 25.4 દક્ષિણ અક્ષાંશવૃત્ત અને 130.8 પશ્ચિમ રેખાંશવૃત્ત પર આવેલો આ ટાપુ માત્ર સાડાચાર ચોરસ કિ.મી.નું ક્ષેત્રફળ ધરાવતો હતો. ટાપુની મહત્તમ પહોળાઈ તો માંડ દોઢ કિ.મી. જેટલી જ હતી. કાર્ટરેટે આ ટાપુની શોધ વખતે શું માહિતી એકઠી કરી હતી તેની કોઈને જાણ હતી નહીં.

કેપ્ટન સ્ટેઈન્સે આ ટાપુની મુલાકાત લેવાનું અને શક્ય એટલી વધું માહિતી એકઠી કરી બ્રિટિશ નૌકાદળને આપવાનું નક્કી કર્યું.

કાંઠા તરફ આગળ વધતા જહાજના નાવિકોના આશ્ચર્યનો પાર ન રહ્યો. કાંઠા પર થોડી ઝૂંપડીઓ હતી. આજુબાજુમાં વિવિધ ફળોની ખેતી પણ થયેલી જોઈ શકાતી હતી. આમ આ ટાપુ પર માનવ વસાહતો હતી. બે સ્થાનિકો કાંઠા પરથી નૌકા ઉતારી જહાજો તરફ આવતા જણાયા પણ તેમના આશ્ચર્યની સીમા ન રહી. કેમકે બંને સ્થાનિકો દ્વારા સ્પષ્ટ અંગ્રેજીમાં તેમને સંબોધતા શબ્દો કાને પડ્યા.

'હેલ્લો આ તરફ જાઓ...તમે દોરડું ફેંકશો... જેથી અમે જહાજ પર આવી શકીએ..?'.

'નાવિકોએ દોરડું ઉતાર્યું તેઓ તૂતક પર આવ્યા. મજબૂત બાંધાના બંને યુવાનોને જોઈ અંગ્રેજ નાવિકો ચોંકી ગયા હતા. નાવિકોએ કેપ્ટન સાથે થયેલ મુલાકાત થાય તે પહેલાં જ પ્રશ્નોનો મારો ચલાવ્યો.

'તમે કોણ છો...?'

'મારું નામ થર્ઝડે ઓક્ટોબર ક્રિશ્ચિયન છે. અને મારા સાથીનું નામ નેડ યંગ.'

આ નામ જાણી કેપ્ટન સ્ટેઈન્સ કંઈ પણ સમજી શકે તેમ ન હતું. બાઉન્ટિના બળવાખોરો અંગેનો એમને વિચાર સુદ્ધાં આવે તેમ ન હતું.

'તમે અહીં કેટલા સમયથી વસો છો...?'

'અમે અહીં જ જન્મ્યા છીએ...'

'તમારી ઉમર કેટલી છે..?'

'હું પાંચ અને વીસ વર્ષનો છું. અને યંગ અઢાર વર્ષનો છે.'

'તમારા માતા–પિતા, કોઈ જહાજની દુર્ઘટના બાદ ક્યારે અહીં સહી સલામત પહોંચ્યા હતા. તેનો તમને કંઈ ખ્યાલ છે ?'

ક્રિશ્ચિયન ફ્લેચરના પુત્રએ કેપ્ટન સ્ટેઈન્સને આખી ઘટનાનું વિવરણ કરતાં જણાવ્યું.

'બાઉન્ટિ જહાજે તાહિતી ટાપુ પર તેનાં એકવીસ જેટલા નાવિકોને છોડી દીધા. બાદ ક્રિશ્ચિયન ફ્લેચરે કાર્ટરેટની સફરને ધ્યાનમાં રાખી બાઉન્ટિને પિટકર્ન ટાપુ તરફ ઉપાડ્યું હતું. તેને અહીંની જમીન પણ ખેતી માટે ફળદ્રુપ જણાઈ હતી. બાઉન્ટિ અહીં આવ્યું ત્યારે તેની ઉપરની સભ્ય સંખ્યા અઠ્યાવીસ જેટલી હતી. તેમાં ક્રિશ્ચિયન ફ્લેચર પોતે, તેનો સાથી યંગ અને અન્ય સાત જેટલા બાઉન્ટિના નાવિકો હતા. એ સિવાય છ તાહિતીવાસીઓને પણ તાહિતીથી નીકળતાં તેણે સાથે લીધા હતા. તેમાંથી ત્રણ સાથે તેમની પત્નીઓ પણ હતી. અને એક દસ માસનું નાનકડું બાળક પણ હતું. તેમણે ત્રણ અન્ય પુરુષો અને છ જેટલી સ્ત્રીઓનો સમાવેશ, રૌબાઈ ટાપુ પરના સ્થાનિક રહેવાસીઓમાંથી કર્યો હતો.

આ ટાપુ પર આવ્યા બાદ ક્રિશ્ચિયન અને તેના સાથીઓએ પહેલું પગલું બાઉન્ટિ જહાજના વિદ્વંશનું કર્યું હતું. તેના કાટમાળને પણ એવી રીતે છૂપાવી દીધો હતો કે, તેને શોધી ન શકાય. બાઉન્ટિના નાશથી

તેઓ સદાને માટે આ ટાપુ પર કેદ બનવાના હતા. પણ તેમની સલામતી માટે તે જરૂરી પણ હતું. બ્રિટિશ નૌકાદળ તેમની શોધ આ વિસ્તારમાં ચલાવશે તેવો તેમને ભય હતો.

આ ટાપુ પર તેમની નાનકડી દુનીયા વસાવવાનું એટલું સરળ ન હતું. તેમના વચ્ચેની આત્મીયતા જળવાઈ રહે તેવું એક પણ તત્વ હાજર ન હતું. તેમની વચ્ચે જહાજ પર થયેલા બળવામમાં એકબીજાને સાથ આપવા સીવાય કોઈ સંબંધ ન હતો. તેમની વચ્ચે વારંવાર ઝઘડા થયાં કરતાં. તાહિતીવાસીઓ અને નાવિકોને તો જરા પણ મનમેળ આવતો ન હતો. ઘણીવાર તેમના ઝઘડા હિંસકરૂપ પણ લઈ લેતા. 1794ના વર્ષ સુધીમાં તો નવમાંથી માત્ર ચાર જેટલા બાઉન્ટિના મૂળ નાવિકો જીવિત બચ્યા હતા. ક્રિશ્ચિયન પણ એક તાહિતીવાસી સાથે થયેલા ઝઘડામાં મૃત્યુ પામ્યો હતો. તાહિતીવાસીઓ ખૂબ જ હિંસક સ્વભાવના હતા.

એક અંગ્રેજ નાવિકે ટાપુ પર થતા એક છોડના મૂળિયામાંથી દારુ બનાવવાનું શોધી કાઢ્યું હતું. તે આગળ જતાં નશાનો બંધાણી બની ગયો. આખો દિવસ તે ઘેનમાં રહેતો. તેણે ટાપુની એક ઊંચી કરાડ પરથી કૂદીને આત્મહત્યા કરી હતી.

અન્ય એક નાવિકે પણ આવી નશાની હાલતમાં જ યંગ ઉપર હુમલો કર્યો હતો. યંગનું રક્ષણ કરવા જતાં જહોન એડમ્સ નામના નાવિકે તેને પણ મારી નાંખ્યો હતો. 1800ના વર્ષમાં દમના હુમલામાં યંગનું મૃત્યું થયું.

બાઉન્ટિના બળવાખોરોના આ ટાપુ પર આવીને વસ્યાના માત્ર એક દાયકા બાદ, જહોન એડમ્સ નામનો એક માત્ર બળવાખોર બચવા પામ્યો હતો. તે સીવાય ટાપુ પર થોડા ઘણા તાહિતીવાસી પુરુષો, સ્ત્રીઓ અને વીસેક જેટલાં બાળકો હતાં. મોટા ભાગનાં બાળકોનો જન્મ અહીં આવીને વસ્યા બાદ જહાજના નાવિકો અને તાહિતીની સ્ત્રીઓના લગ્નના પરિણામરૂપે થયો હતો. જહોન એડમ્સના સ્વભાવમાં મોટું પરિવર્તન આવ્યું હતું. તે માંડ છત્રસ વર્ષનો હતો. પણ આટલી ઉંમરમાં તેણે અનેક હિંસક ઘટનાઓ અને ખૂના–મરકી નિહાળી હતી. માનવ સ્વભાવના સૌથી હિંસક સ્વરૂપનાં પરિણામોનો તે સાક્ષી હતો. તેના બધા સાથીઓ આંતરિક કલહમાં મૃત્યુ પામ્યા હતા. આ દુઃખદ ઘટનાએ તેનું હ્દય પરિવર્તન કરી તેને ધર્મ તરફ વાળ્યો હતો.

બાઉન્ટિના નાનકડા પુસ્તકાલયને આ ટાપુ પર જ સ્થાપિત કરવામાં આવ્યું હતું. જેમાં બાઉબલ ઉપરાંત અને પ્રાર્થનાપોથીઓ હતી. જહોન એડમ્સ દૈનિક પ્રાર્થનાઓનો પાઠ કરતો. તે ટાપુ પર ઉછરી રહેલી નવી પેઢીને પણ ધર્મના ઉપદેશો આપતો. ટાપુવાસીઓ તેને પિતા તરીકે જ સંબોધતા. પિટર્કન નાનકડી દુનિયામાં પાદરી તરીકેની, વિવિધ ઝઘડામાં સર્વોચ્ચ ન્યાયાધીશ તરીકેની તેમજ રાજા તરીકેની અનેક ભૂમિકા તેણે અદા કરવાની હતી.

જહાજના બળવાખોર તરીકે બ્રિટિશ નૌકાદળ દ્બારા પોતાની ધરપકડ બાબતમાં એડમ્સ ચિંતત રહેતો. એ માટે તેણે 1814 સુધી તકેદારી રાખી હતી. 1795ની સાલમાં એક જહાજ પિટર્કન ટાપુ પર લાંગર્યું હતું. ત્યારે ટાપુ પર બચેલા ચાર બળવાખોર નાવિકો ટાપુના અંદરના ભાગમાં છૂપાઈ ગયા હતા. જહાજના ગયા બાદ જ તેમણે જાહેરમાં આવવાની હિંમત કરી હતી. 1808માં બીજી વખત એક અમેરિકી જહાજ લાંગર્યું હતું. ત્યારે પણ જહોન એડમ્સ તેમના હાથમાં ના આવે તેમ છૂપાઈ ગયો હતો. આ જહાજના નાવિકોને અહીંથી બાઉન્ટિનું હોકાયંત્ર અને ઘડિયાળ હાથ લાગ્યાં હતાં. જે તેઓ સાથે લઈ ગયા હતા. આ બંને વસ્તુઓ તેમણે બ્રિટિશ નૌકાદળને પહોંચતી પણ કરી હતી. બાઉન્ટિના બળવાના વર્ષો બાદ મળેલા તેના અવશેષોને બ્રિટિશ નૌકાદળે ગંભીરતાથી લીધા ન હતા. તેમની પાસે બાઉન્ટિની શોધ

ચલાવવા કરતાં અત્યંત વધુ મહત્વના કામો હતા. આથી તેમણે એવા જૂના અવશેષો ઉપર બહુ ધ્યાન આપ્યું ન હતું.

પિટકર્નના બે સ્થાનિકોએ કેપ્ટન સ્ટેઈન્સ સમક્ષ બાઉન્ટિની આખી કથાનું વિવરણ કર્યું હતું. જેમાંથી એક ક્રિશ્ચિયનનો પુત્ર હતો, જ્યારે બીજો યંગનો. પણ જ્યારે કેપ્ટન સ્ટેઈન્સે જહોન એડમ્સને મળવાની ઈચ્છા બતાવી ત્યારે બંને યુવાનોએ તેમની આ માંગણી ઠુકરાવી હતી. તેમને જહોનની ધરપકડ થવાનો ભય હતો.

કેપ્ટન સ્ટેઈન્સે બંને યુવાનોને જહોન એડમ્સની સલામતીની ખાતરી આપી. બાઉન્ટિના બળવાની ઘટનાને પચ્ચીસ વર્ષ જેટલો લાંબો સમય વીતી ગયો હતો. તેવી સ્થિતિમાં કેપ્ટને તેના બળવાખોરને રીઢા ગુનેગાર તરીકે લેખ્યો ન હતો. કેપ્ટનની ખાતરી બાદ તેઓ ટાપુના કાંઠે ઉતર્યા. ટાપુ પર 46 જેટલા યુવાન સ્ત્રી–પુરુષો હતાં. તેમજ કેટલાંય બાળકો ત્યાં રમી રહ્યાં હતા. બધા દેખાવે અંગ્રેજ પ્રજા જેવા ઊંચા અને મજબૂત બાંધાના હતા. ટાપુ પરની છોકરીઓ પણ ખૂબ જ સુંદર હતી. તેમની નમ્રતા અને શિષ્ટાચાર તેમના સૌંદર્યમાં વધારો કરતા હતા.

ટાપુ પર જીવન નિર્વાહના કાયદાઓ સરળ હતા. નાણાંકીય ચલણ જેવું કંઈ હતું જ નહીં. દરેક દ્વારા થતાં દૈનિક કાર્યની નોંધ એક રજિસ્ટરમાં રાખવામાં આવતી. તેમની વચ્ચેના બધા જ વ્યવહારો વસ્તુના વિનિમય દ્વારા જ કરવામાં આવતાં હતાં. તેમની જરૂરિયાતો ખૂબ જ સીમિત હતી. ખોરાક સીવાયની અન્ય વસ્તુના ઉત્પાદન માટે કોઈ કારખાનાં કે ઉત્પાદકીય એકમો ન હતા. બધા હાથે બનાવેલી વસ્તુઓનો જ ઉપયોગ કરતા હતા. કપડા તરીકે ત્યાંના રહેવાસીઓ દ્વારા સુકા ઘાસમાંથી ગૂંથેલી ટોપી અને અન્ય પહેરવેશનો ઉપયોગ કરતા. માછીમારી અને ખેતી આ ટાપુના રહેવાસીઓની મુખ્ય કામગીરી હતી. લગ્ન માત્ર એડમ્સની સંમતિ બાદ જ થતાં હતાં. લગ્ન પહેલા એડમ્સ ખાતરી કરી લેતો કે લગ્નોત્સુક પુરુષ પાસે ખેતી લાયક પુરતી જમીન છે કે નહીં. અને તે તેના ભાવિ પરિવારનું ભરણપોષણ કરી શકવા સક્ષમ છે કે નહીં. આવી ખાતરી બાદ જ એડમ્સ દ્વારા લગ્નની મંજૂરી આપવામાં આવતી.

પેસિફિક મહાસાગરના વણખેડાયેલા આ ભાગમાં દુનીયાથી અજાણ્યા આ ટાપુ વિશે કેપ્ટન સ્ટેઈન્સે અનેક રસપ્રદ અને આશ્ચર્યમાં મૂકે એવી માહિતી એકઠી કરી અને યુરોપ તરફ પોતાનો વળતો પ્રવાસ શરુ કર્યો.

ત્યાર બાદ જહોન એડમ્સે ટાપુ પર અનેક જવાબદારીઓ ભરી સત્તામાંથી મુક્તિ મેળવી. તેણે તેના અનુગામી તરીકે જહોન નોબ્સની નિમણૂંક કરી. 1829માં જહોન એડમ્સના મૃત્યુ બાદ, તે ટાપુ પર પાદરી, ડોક્ટર અને શિક્ષક તરીકેની ફરજો તે નિભાવતો હતો.

1853ના વર્ષ સુધીમાં બાઉન્ટિના બળવાખોરોએ વસાવેલી આ દુનીયાના વસાહતીઓની સંખ્યા એકસોને સિત્તેર પર પહોંચી હતી. તેમની વસ્તીમાં થયેલા વધારાએ ટાપુની ગીચતામાં વધારો કર્યો હતો. તેમાંના કેટલાકે નજીકમાં આવેલા નોરફોક ટાપુ પર જઈ વસવાનો નિર્ણય લીધો. આ ટાપુનો ઉપયોગ સજા પામેલા કેદીઓને નિર્વાસિત કરવા માટે તેઓ કરતા હતા. નોરફોક ટાપુ પર જઈ વસેલા રહેવાસીઓ પિટકર્ન ટાપુને ખૂબ યાદ કરતા હતા. નોરફોક ટાપુ પિટકર્ન કરતા ચાર ગણો મોટો હતો. તેની જમીન પણ ખુબ જ ફળદ્રૂપ હતી. ત્યાંનું જીવન ખુબજ સરળ અને સુલભતાભર્યું હતું. તેમ છતાં ત્યાં જઈને વસ્યા બાદ બે જ વર્ષમાં મોટાભાગના પરિવારો પિટકર્ન ટાપુ પર પાછા ફર્યા. તેમને તેમની માતૃભૂમિની યાદ સતત સતાવતી રહેતી હતી. પાછા આવ્યા બાદ આખું જીવન તેમણે પિટકર્ન ટાપુ પર જ ગાળ્યું.

જીવન ટકાવી રાખવાની આ સાહસી કથાની શરુઆત અત્યંત દુઃખદ સ્થિતિમાં થઈ હતી.

જીવનમાં બળવાખોર, આંતરિક હિંસા, પાલગપનથી ભરેલી વર્તણૂક જેવી અનેક તકલીફો વેઠ્યા બાદ ખ્રિસ્તી ઉપદેશો અને મૂલ્યોથી પ્રભાવિત થઈ સુસંકૃત સમાજની પુનઃરચના થઈ શકી. તેમાંથી કેટલાકનું લોહી પણ રેડાયું હતું. ટાપુ પર અંગ્રેજ નાવિકો સાથે તાહિતીના તદન અણઘટ સ્થાનિકો પણ અહીં આવી વસ્યા હતા. પરંતુ સમય જતાં તેઓ નમ્ર, આતિથ્યશીલ અને આનંદી સ્વભાવ ધરાવતાં વસાહતીઓની દુનીયામાં ફેરવાઈ ગયા હતા.

(સંપૂર્ણ)

---

**અનુવાદક– જીગર હર્ષદકુમાર શાહ, E-501, સેન્ટપાર્ક સોસાયટી, દેવયશા એપાર્ટમેન્ટ. ગુજરાત ગેસ સર્કલ, અડાજણ, સુરત–395009 ફોન–9426777001 Mail id:- jhs143in@yahoo.co.in**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

## અજિત મકવાણા: કાવ્યાસ્વાદ– પાસપાસે તોય

---

પાસપાસે તોય કેટલાં જોજન દૂરનો આપણો વાસ!

જેમ કે ગગન સાવ અડોઅડ તોય છેટાંનો ભાસ.

રાત–દીનો સથવાર તે સામે મળવાનું તો

કોઈ દા’ડો સુખ મળતું નથી,

આવકારાનું વન અડાબીડ, બારણું ખોલી

ફળિયામાં સળવળતું નથી;

આંસુનેય દઈ દીધો છે ભવનો કારાવાસ...

પાસપાસે તોય કેટલાં જોજન

ઝાડથી ખરે પાંદડું એમાંય

કેટલાં કિરણ આથમ્યાંનું સંભારણું હશે?

આપણી વચ્ચે ‘આવજો’ની કોઈ ભીંત હશે,

કે યાદ જેવું કોઈ બારણું હશે?

પડખે સૂતાં હોય ને લાગે શમણાંનો સહવાસ!

જેમ કે ગગન સાવ અડોઅડ તોય છેટાંનો ભાસ.

– (તમે, માધવ રામાનુજ)

બંગાળી નવલકાર શરદબાબુની કોઈ એક નવલમાં આવું એક વાક્ય આવે છેઃ એક જ છત નીચે રહેતાં બે વ્યક્તિના વિચારો, ગમા–અણગમા જુદા જુદા હોઈ શકે. સંસ્કૃતમાં પણ એક સૂક્તિ છેઃ તુંડે તુંડે મતિભિન્નાઃ. તુંડ એટલે મસ્તિષ્ક. મિજાજ. જુદી જુદી વ્યક્તિએ જુદા જુદા મત – બુદ્ધિ હોય જ. આ કાવ્યનો અહીં ઉપલબ્ધ આસ્વાદ અને વાચકનો કે ત્રીજી, ચોથી, પાંચમી વ્યક્તિનાં અનુભૂતિ, આસ્વાદ જુદાં જુદાં હોઈ શકે. પ્રસ્તુત કાવ્યમાં દંપતી વચ્ચે થયેલા અહમ્‌ના ટકરાવ અને એ પછી ઊભી થયેલી તણાવની સ્થિતિનું હૃદયસ્પર્શી આલેખન થયું છે.

સામાન્ય રીતે, પરંપરાનુસાર, સ્ત્રી પુરુષને પગલે ચાલે છે (ઘણીવાર પગલું દબાવીને ચાલે, પગેરું શાધતી ચાલે...). પતિના બધા નિર્ણયો, કરારોમાં પત્નીની મૂક સંમતિ માની લેવાય છે. સ્ત્રી ભાગ્યે જ પતિનો વિરોધ કરે. પણ, આવું જૂના કાળમાં થતું. હવે નથી થતું. સ્ત્રીસ્વાતંત્ર્ય–સમાનતાના અધિકારો,


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

શિક્ષણને પરિણામે આવેલી જાગૃતિ અને આર્થિક–વ્યાવસાયિક સ્વાભિમાનતાએ આજની નારીની 'કાયપલટ' કરી છે. હવે, સામાન્ય બાબતોમાં, નાની વાતોમાં પતિ–પત્નીના અહંકાર ટકરાય છે, અહમ્ ઘવાય છે. પરિણામે લગ્નકરાર ભાંગે છે. પ્રેમલગ્ન અને લગ્નપ્રેમ જેવો ભેદ હવે સામાજિક લગ્ન અને કરારલગ્નનોય ખરો. બધા વચ્ચે સમાનતા માત્ર પ્રેમની અને સંબંધની. પતિ–પત્ની વચ્ચે અહંકાર ટકરાય ત્યારે અબોલા ચાલે... એ અબોલા તૂટે ત્યાં સુધીનાં માનસિક સંચલનો આ કાવ્યમાં પ્રગટ થયાં છે. એમાંથી એક ભાવ જે મને સ્પર્શ્યો છે તે એ કે રિવાજિક લગ્ન પછી, અહમ્ના ટકરાવ બાદ કરારલગ્નની જેમ સાથે રહેતાં સ્ત્રી–પુરુષની સ્થિતિ એટલે આ કાવ્ય. કવિતાની ધ્રુવપંક્તિ મુખર છે. જે ભાવ પ્રગટ કરવો છે દૂરતાનો, તે પ્રગટપણે કહ્યો છે. તેમાં આપેલી ઉપમા દૂરતાના ભાવને વધુ સક્ષમ રીતે રજૂ કરે છેઃ

'પાસપાસે તોય કેટલાં જોજન દૂરનો આપણો વાસ!

જેમ કે ગગન સાવ અડોઅડ તોય છેટાંનો ભાસ.'

પતિ–પત્ની સાવ પાસે હોય, તનમનથી એકાકાર ગણાય તેવાં; પરંતુ અહીં તો તનમનથી જુદાં પડ્યાંનો ભાવ છે. સાવ લગોલગ છે, આકાશ જેમ અડોઅડ છે તોયે દૂરતાનો ભાવ અને ભાસ છે. કારણ અધ્યાહાર છે પણ પરિણામ દશ્યમાન છે.

'રાત–દીનો સથવાર' હોવા છતાં મળવાનું સુખ કોઈ દિવસ મળતું નથી, એવું ગાઈને કવિએ સંબંધોમાં આવેલી ઓટનો નિર્દેશ કર્યો છે. સાથે છે પણ એકબીજાને મળતા નથી; મળે છે તો એમાં સગપણની હૂંફ નથી, ઉત્સાહ–ઉલ્લાસ–ઉમંગ નથી. માત્ર કૃતકતા છે.

કૃતકતા એટલી બધી છે કે બંને વચ્ચે આવકારાનો ભાવ પણ જાગતો નથી. આપણે કોઈને મળીએ અને એ મોં ફેરવી જાય અથવા 'આવો' એમ પણ ના કહે તો...? કવિએ આ વાતને કલ્પનનો આધાર આપ્યો છે, જુઓઃ

'આવકારાનું વન અડાબીડ, બારણું ખોલી

ફળિયામાં સળવળતું નથી.'

'આવકારાનું વન' અડાબીડ – વન હોય એ અડાબીડ જ હોય – એની સાથે 'બારણું' અને 'ફળિયું' યોજીને 'ઘર'નો આભાસ રચવાનું તો કવિજીવની કલ્પનામાં જ હોય. પતિ–પત્ની વચ્ચે અબોલા છે, એ તોડવા માટે બંને તડપે–તલસે છે, પણ પહેલ કોણ કરે? બંનેમાં એકબીજાને બોલાવવાની 'આવકારો' આપવાની ઇચ્છા જીવ પર આવી ગઈ છે (જીભ પર નથી આવતી), એનો સળવળાટ હૃદયમાં થયા કરે છે પણ અહમ્ના 'આગળા' ઓગળતા નથી, તેથી 'બારણું ખોલી ફળિયામાં સળવળતા નથી'.

'આંસુનેય દઈ દીધો છે ભવનો કારાવાસ...'

આ પંક્તિમાં પ્રગટતો તિરસ્કાર, તરછોડ્યાનો ભાવ નિયતકાલીન છે. બે માણસ વચ્ચેના અબોલા તૂટી શકે છે, સમાધાનની શક્યતા પણ ખરી, પરંતુ સંબંધમાં પડેલી તિરાડ, હૃદયમાં પડેલો ચિરાડો શેં પુરાય? અને સામાન્યતઃ હૃદયનો તારસંબંધ તૂટે ત્યારે દુઃખ થાય અને દુઃખ સાથે આંસુનો સંબંધ તો અકાટ્ય છે, અકબંધ. પણ પતિ–પત્નીના આ નાજુક ઝઘડામાં વાત એટલે સુધી વણસી છે કે 'આંસુ'ને 'ભવનો કારાવાસ' આપ્યો છે. કવિનું કલ્પન માણવા જેવું છે. કારવાસમાંથી છૂટી નથી શકાતું, ભવનો છે. જન્મારો આખો એણે બંધિયાર રહેવાનું છે. સગપણને યાદ કરી રડવાનું નથી.જોકે, કારાવાસમાંથી છૂટી નથી શકાતું એ સાચું પણ ભાગી શકાય ખરું. એ રીતે ક્યારેક જૂનાં સગપણ આંસુનો ધોધ વહાવે પણ

ખરાં... સ્મરણની દુનિયા જ નિરાળી છે. એટલે જ કવિ બીજા અંતરામાં એનો નિર્દેશકરે છે. એમાંય કલ્પન માણવા જેવું છેઃ

'ઝાડથી ખરે પાંદડું એમાંય

કેટલાં કિરણ આથમ્યાંનું સંભારણું હશે.'

પંક્તિ વાંચતાં જ ઝાડ–ડાળ–પાંદડું બધું આંખ સામે તાદૃશ થાય છે. વળી, પાંદડાં ખરવાની વાત સાથે કૂંપળનું ફૂટવું, ખીલવું, ફાલવું, પીળા પડવું ને ખરવું એ બધુંય સાદૃશ્યમૂલક જ. કવિ કલ્પનાને સલામ. એક ઝાડના પાંદડાને ખરતાં એમાં કેટલાંય કિરણ આથમવાની વાત એક જુદા જ ભાવવિશ્વમાં ભાવકને ખેંચી જાય છે. એ પાંદડાએ અલ્પ આયુષમાંય કંઈકેટલાય સંયોગ–વિયોગ જોયા હશે, પ્રણયઘેલાં મત્તમસ્ત યુગલોની કંઈકેટલીય ક્રીડાવ્રીડાપીડાના સાક્ષી બનવાનું સદ્ભાગ–દુર્ભાગ પ્રાપ્ત થયું હશે... એવાં અનેક પરિમાણ એમાં સમાયેલાં છે.

અને આ સંભારણાંનો આધાર લઈને અંતરાની બીજી પંક્તિમાં કવિ કહે છેઃ

'આપણી વચ્ચે 'આવજો'ની કોઈ ભીંત હશે,

કે યાદ જેવું કોઈ બારણું હશે?'

કલ્પનયોજના ને વ્યત્યયનો સુભગ–સુચારુ સમન્વય આ પંક્તિમાં છે. 'ન'કારનો, વિરોધનો ભાવ પણ આમાંથી પ્રગટ્યો છે.

'આવજોની ભીંત'નું હોવુંમાં, 'આવજો' દ્વારા 'આવકાર'નો ભાવ દર્શાવાય છે પણ આગળનો 'વચ્ચે' અવરોધનો નિર્દેશક છે, પછીના શબ્દો 'યાદ જેવું બારણું'નો પ્રશ્નાર્થ આવકારનો 'ન'કાર અને 'યાદ'નું આવાગમન જ દર્શાવે છે. 'યાદ' માટે વપરાયેલું 'બારણું'નું અલંકરણ ગર્ભિતાર્થ ધરાવે છે. બારણું અંદર આવવા માટેનું સ્થળ છે તો બહાર પણ ત્યાંથી જ જવાય. યાદ આવતી–જતી રહે... 'આવકાર' અને'છૂટા પડવા'ની અસંભવિત પરિસ્થિતિનો નિર્દેશ આ પંક્તિમાં જોવા મળે છે.

પતિ–પત્ની વચ્ચે શારીરિક–દૈહિક સંબંધ હોય એ સ્વાભાવિક છે, એને પશ્ચાદ્ભૂમાં રાખીને હવે પછીની પંક્તિઓ માણવાની મજા આવે છે. લગ્ન પછીનો પ્રેમાળ સમય અને તકરાર પછીનો તિરસ્કારભર્યો વર્તાવ આ પંક્તિમાં ઝિલાયો છેઃ

'પડખે સૂતાં હોય ને લાગે શમણાનો સહવાસ!'

તકરાર પછી પતિ–પત્ની સાથે, એક બિછાને સૂતાં હોય તો બંને વચ્ચે અહંકાર, અહમ્ની અદૃશ્ય દીવાલ ખોડાઈ જાય છે. મનામણાં કોણે કરવાં, પહેલ કોણે કરવી, હાર કોણે માનવી, સમાધાન કોણે કરવું એવી મીઠી મૂંઝવણ બંને જીવ અનુભવતા હોય અને 'પહેલે આપ... પહેલે આપ'માં રાત ઝાઝી વીતી જાય, અને નિદ્રા તો ન આવે તંદ્રામાં સરી પડાય અને એ તંદ્રાવસ્થામાં જૂનાં, મિલનનાં સ્મરણો સળવળી ઊઠે, સ્પર્શની ભાષા ઊકલી જાય અને હૃદયમાં રામાંચ અનુભવવાની મજા મળે, મણાય. પણ એ સ્થિતિ છેવટ જતાં તો કૃતક જ ને. પતિ–પત્ની વચ્ચે એવો 'શમણાં'નો સંબંધ હોય એ લગ્નજીવન માટે, પરિણય માટે ખતરનાક સાબિત થાય.

ગીતમાંથી પ્રગટતો ભાવ સતત એવી અનુભૂતિ કરાવતો રહે કે, લગ્ન પછી છૂટાં પડવાનો વિચાર કરતાં પતિ–પત્ની થોડો સમય માટે કરાર–લગ્ન જેવું જીવન જીવી લે. જોઈએ સાથે કેવુંક ફાવે છે? જો ફાવશે તો સાથે રહીશું; નહીંતર, છુટ્ટાં. વળી, બે વ્યક્તિ, સ્ત્રી–પુરુષ, પતિ–પત્ની બંનેની વિચારસૃષ્ટિ અલગ હોય છે એવો ભાવ પણ પ્રસ્તુત કાવ્યમાં આબાદ ઝિલાયો છે.

કવિએ યોજેલાં કલ્પનો, શબ્દની ચાટુક્તિઓ માણવા જેવાં છે. 'જેમ કે ગગન સાવ અડોઅડ', 'આવકારાનું વન', 'ઝાડથી ખરે પાંદડું', 'કિરણ આથમ્યાનું સંભારણું', 'આવજોની ભીંત', 'યાદ જેવું બારણું', 'શમણાનો સહવાસ'માં કવિત્વ ઝળકે છે. તો, વાસ, ભાસ, કારાવાસ, સહવાસનો અંત્યાનુપ્રાસ પણ ગમતીલો છે. ગીત વાંચતાં સુગમના ચાહકભાવકને રાસબિહારીના હલક–કંઠની યાદ આવી જાય....

---

**અજિત મકવાણા, સેક્ટર નં. ૧૩એ, પ્લોટનં. ૬૬૨/૨, ગાંધીનગર, સેલફોન નં. ૯૩૭૪૬ ૦૬૫૫૪**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# ભાવેશ જેઠવા : અનુવાદ વિશે ....

અનુવાદની પરંપરા પ્રાચીન સમયથી અસ્તીત્વમાં આવી છે. અનુવાદ માનવ સંસ્કૃતિ અને સભ્યતાને વિકસાવતું અને વિકસતું જતું એક મહત્વનું પરિબળ છે. અનુવાદ મુળભુત રીતે માનવ એકતા, વ્યક્તિચેતના બલ્કે વિશ્વચેતનાનું સક્રિય સંવાહક છે. વિશ્વસંસ્કૃતિના વિકાસમાં અનુવાદનું યોગદાન અત્યંત મહત્વનું રહ્યું છે. ધર્મ અને દર્શન, વિજ્ઞાન અને ટેકનોલોજી, વેપાર અને વાણિજ્ય, રાજકારણ, સાહિત્ય, શિક્ષણ જેવા સંસ્કૃતિ અને સમાજના વિવિધ અંગો સાથે અનુવાદ સંકળાયેલ છે. સંસ્કૃતિના ભૌતિક, બૌધિક,આધ્યાત્મિક અને સંવેદનાઓને જીવંત અને વિકાસશીલ રાખવામાં અનુવાદની ભુમિકા મહત્વની છે. વિશ્વના ભિન્ન ભિન્ન ભૌગોલિક ભુભાગોમાં સંસ્કૃતિનો જે વિકાસ થયો છે તે એકબીજાના પ્રેરક અને પુરક છે. વિશ્વ સંસ્કૃતિની નિર્માણ પ્રક્રિયામાં વૈચારિક આદાન પ્રદાનનો સિંહફાળો છે. આ આદાન પ્રદાન અનુવાદને લીધે શક્ય બન્યું છે. દા.ત. બાઇબલ અને ગીતા જેવા આધ્યાત્મિક ગ્રંથો, પાશ્ચાત્ય સાહિત્યના ભારતીય ભાષાઓમાં તેમ ભારતીય સાહિત્યના પાશ્ચાત્ય ભાષાઓમાં થયેલા અનુવાદોએ પુર્વ અને પશ્ચીમની અનેક સીમાઓ તોડી નાખી.

પ્રાચીન બેબિલોનની સંસ્કૃતી બહુભાષી લોકોની સંસ્કૃતિ હોવાને કારણે ત્યાંના વ્યવહાર માટે અનુવાદ મધ્યસ્થી બને છે. રોમનોએ તો મોટાભાગે યવન સંસ્કૃતિને અનુવાદના માધ્યમથી અપનાવી હતી. યુરોપની નવજાગૃતિમાં ગ્રીક અને લેટીન ગ્રંથોનું યોગદાન પ્રબળ છે. આરબોએ ભારતના, આર્યભટ્ટ, વરાહમિહિર વગેરેનું ખગોલશાસ્ત્ર, ચરક, સુશ્રુત વગેરેનું આર્યુવેદ તેમજ ગણિતશાસ્ત્ર અને ગ્રીક ગ્રંથોનો અનુવાદ કરેલ છે. તેવીજ રીતે બૌધ ધર્મના માધ્યમથી ચીને પણ ભારતીય દર્શનગ્રંથોનો અનુવાદ કરેલ છે. આ સઘળા અનુવાદોએ વિશ્વસંસ્કૃતિના વિકાસનો પાયો નાંખ્યો. આધુનિક જર્મનોના મહાન દાર્શનિક શોપનહોવરે ભારતીય ઉપનિષદોના અનુવાદમાંથી પ્રેરણા મળી હતી. એવીજ રીતે ભગવત ગીતા અને પતંજલીના યોગસુત્રનું પશ્ચિમી ભાષામાં અનુવાદ અને મેક્સમૂલર દ્વારા ‘પૂર્વના પવિત્ર ગ્રંથ’ નામની ગ્રંથમાળાના પ્રકાશને બંન્ને સંસ્કૃતિને ઘણી નજીક લાવી દીધી. પ્રાચીન ભારતનો મહત્વપૂર્ણ કથાસંગ્રહ ‘પંચતંત્ર’નો વિશ્વની અનેક ભાષાઓમાં અનુવાદ થયેલા છે. એજ રીતે એ પણ એટલુંજ પ્રસિદ્ધ છે કે જર્મન કવિ ગેટેને વિશ્વસાહિત્યની પરિકલ્પના વિકસિત કરવાની પ્રેરણા શાંકુંતલના અનુવાદમાંથી જ મળી હતી. ટાગોરનું વ્યક્તિત્વ અને તેની ગીતાંજલીએ આધુનિક ભારતીય સાહિત્યની આગવી ઓળખ વૈશ્વિક સ્તરે ઉભી કરી.યુનેસ્કો દ્વારા કરાયેલ અનુવાદ પ્રેમચંદની ‘ગોદાન’ વિભુતિભુષણની ‘પાથેરપાંચાલી’ વગેરે ગ્રંથોએ પણ ભારતીય સંસ્કૃતિને વૈશ્વિક સ્તરે મુકી આપી છે.

આમ, આપણી સમક્ષ એક આખી વૈશ્વિક પરંપરા ‘અનુવાદની મહતત્તાની સાક્ષી છે. આજે વિશ્વમાં જ્ઞાનભુખ પ્રબળ રીતે વધવાને કારણે અનુવાદની માંગ અને મહત્વ ખુબજ વધ્યાં છે. ભારત જેવા બહુભાષી દેશમાં તો અનુવાદનું મહત્વ સ્વાભાવિક છે. ભારતના વિવિધ પ્રાંતોનું મુલ્ય ટકાવવા અને

પ્રાંતિય એકતા માટે અનુવાદ એક જ એવું માધ્યમ છે કે જેના દ્બારા ભારતને સાંસ્કૃતિક, રાજકીય અને આર્થીક સમાનતા અખંડ રહે.

**અનુવાદ: અર્થ અને મહત્વ**

આપણે 'અનુવાદ' સાથે પ્રાચીનકાળથી ઘનિષ્ઠ રીતે સંકળાતા આવ્યા છીએ. જે આજે વિસ્તરીને,વિકસીને સૃષ્ટિના વિકસનનું અવિભાજ્ય અંગ બની રહ્યું છે. આજના યુગમાં અનુવાદનું મહત્વ અને તેની ઉપયોગીતા માત્ર ભાષા અને સાહિત્ય સુધીજ મર્યાદિત નથી રહી. તે આપણી સાંસ્કૃતિક, ઐતિહાસિક અને રાષ્ટ્રીય એકતા અને અખંડિતતાનું માધ્યમ છે. ભાષાઓની સીમા પાર કરીને વૈષ્વિક ચિંતન અને સાહિત્યની સર્જનાત્મક ચેતનાનો આવિષ્કાર ઝીલે છે. સાથે સાથે વર્તમાન ટેકનોલોજી અને વૈજ્ઞાનિક યુગની જરૂરીયાતો પુરી કરે છે. પરસ્પરના જ્ઞાન-વિજ્ઞાનને સમૃદ્ધ કરે છે. અન્ય ભાષાનો કોઇ વ્યક્તિ આજે સંપર્ક માટે, તો કોઇ આંતરરાષ્ટ્રીય વ્યવહાર માટે, કોઇ અન્ય ભાષામાં નિરૂપીત રસના આસ્વાદ માટે, કોઇ અન્ય સંસ્કૃતિ-જીવન-પરંપરા જાણવા માટે એમ ભાતભાતના હેતુથી અનુવાદનો સહારો લે છે. એમાંયે આપણા જેવા બહુભાષી દેશમાં તો આજે સંસ્કૃતિને ટકાવી રાખવા,તેને પુરસ્કૃત કરવા અનુવાદ આવશ્યક અંગ બની રહ્યું છે. અલબત્ત અનુવાદકાર્ય કઠિન અને જટિલ કાર્ય છે. અનુવાદકે અહીં સર્જનાત્મક કોટીએ અસાધારણ ભુમિકા ભજવવી પડે છે. આ પડકારભરી ક્રિયાને અનુવાદકાર્યના પ્રારંભકાળથીજ જાજુ મહત્વ નથી આપવામાં આવ્યું. એમ મનાતું કે પહેલાં કહેવાઇ ગયેલીજ બાબત છે અથવા તો કશું જ મૌલિક નથી. હકિકતે તો અનુવાદકાર્ય એટલું જટિલ અને પેચીદું કાર્ય છે કે તેને સમજવું-સમજાવવું ઘણું મુશ્કેલ છે. અર્થને, તેના કૃતિમાં નિરૂપીત ભાવને જેમનો તેમ રાખીને અન્યભાષામાં પરિવર્તિત કરવાની આ ક્રિયા થોડી અટપટી જરૂર છે પણ અસંભવ નથી. અનુવાદ શબ્દનો પારિભાષિક અર્થ જો શોધવા બેસીએ તો વિશ્વની અલગ-અલગ ભાષાઓમાં તેના અર્થ રૂઢ થયેલા જોવા મળે છે.

સંસ્કૃતમાં 'अनुवाद' તત્સમ શબ્દ છે. સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે તે 'वद' ધાતુ પરથી બનેલો છે. 'वद' એટલે બોલવું અથવા કહેવું 'वद' ધાતુની સાથે 'घञ्' પ્રત્યય લાગવાથી તે ભાવવાચક સંજ્ઞા 'वाद' બને છે. વાદ એટલે કહેવાની ક્રિયા અથવા કહેલી વાત. 'वाद'ની આગળ 'अनु' ઉપસર્ગ લગાવવાથી અનુવાદ એમ શબ્દ બને છે. જ્યારે 'अनु' ઉપસર્ગનો અર્થ સામાન્ય રીતે 'પછી' એવો થાય છે. આ રીતે અનુવાદ એટલે સંસ્કૃત પ્રમાણે 'કહ્યા પછી કહેવું' એમ થાય છે. ઘણા કોશોમાં અનુવાદ એટલે અનુવાદ તેમજ અનુવાદ એટલે 'અનુવચન' એમ ઘટાવવામાં આવ્યો છે. શબ્દાર્થ ચિંતામણી કોશમાં અનુવાદનો અર્થ 'પહેલા કહેવાય ગયેલ ફરીથી કહેવું' આપવામાં આવ્યો છે. તેમજ પ્રાચીન સમયમાં ગુરૂકુળોમાં જે અભ્યાસ કરાવવામાં આવતો હતો તે મૌલિક હતો. શિષ્યો ગુરુએ આપેલી શિક્ષાને પુન:ઉચ્ચારણ કરતા આ પ્રક્રિયાને સંસ્કૃતમાં 'અનુવચન' કહેવામાં આવતું હતું. પાણિનીએ પોતાના અષ્ટધ્યાયીમાં અનુવાદને 'अनुवादे चरणानाम्' એવો ઉલ્લેખ કરેલો છે. ટીકાકારોએ પછીથી તેનો અર્થ 'કહેવાઇ ગયેલી વાતને પુન: કહેવી' એમ કર્યો છે. આ ઉપરાંત સંસ્કૃતના વિવિધ ગ્રંથો તેમજ મીમાંસકોએ 'અનુવાદ'ને ઉપરોક્ત અર્થમાંજ ઘટાવ્યો છે. ભર્તુહરીએ 'પુન:કથન' કહ્યું છે. આમ પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં 'અનુવાદ' મુખ્યત્વે સમજુતિ, સ્પષ્ટિકરણના અર્થમાં પ્રયોજાય છે.

આજના સંદર્ભમાં 'અનુવાદ' પ્રયોજાય છે તેનો અર્થ સંદર્ભ સાવ જ અલગ તરી આવે છે. અંગ્રેજીમાં 'અનુવાદ' માટે 'TRANASLATION' શબ્દ વપરાય છે. આ અંગ્રેજી ટ્રાંસલેશન શબ્દ લેટીનના મુળ બે શબ્દો 'TRANS' અને 'LATION' પરથી બનેલ છે એટલે એક ભાષામાંથી બીજી ભાષામાં લઇ જવું એજ ધરાવે છે. જેમકે ફ્રેંચ (Traduire), જર્મન (Upersetzen), ચીન (Fan-i), રશિયા (Perevode),

સ્પેન (Trasladur) વગેરે શાબ્દિક અર્થ મળે છે. જો કે માત્ર અહીં જવું એમ ઘટાવાય છે. થોડા ઘણા શાબ્દિક ફેરફારો મળશે ખરા પરંતુ સંદર્ભ તો એજ રહ્યો છે. તેમ છતાં આજના સંદર્ભને વધુ સારી રીતે સમજવા તેની અનેકાધીક પરીભાષાને સમજવી પડશે. શરૂઆતના તબક્કામાં અંગ્રેજી સાહિત્યમાં આ સંદર્ભે વિવિધ પરિભાષા જોવા મળે છે.

અહી કેટલાંક વિદ્ધાનોના પારિભાષિક સંદર્ભો જોવાથી ખ્યાલ આવશે કે દરેક પાસે કંઇક નવું અર્થઘટન છે, કંઇક આગવો જ સંદર્ભ છે. યુજીન નોઇડાના મંતવ્ય અનુસાર અનુવાદનો અર્થ એ થાય કે મૂળભાષાના સંદેશને નજીકથી અને સહજ સમાનતાથી લક્ષભાષામાં રજૂ કરવું. જેમાં પ્રથમ સ્થાન અર્થને છે અને બીજુ સ્થાન શૈલીનું છે. અનુવાદમાં અર્થનું સ્થાન ભલે મહત્વનું હોય પરંતુ શૈલીની પણ એટલીજ મહત્વની ભૂમિકા છે. નોઇડાનો આ વિચાર અનુવાદની સમગ્ર પ્રક્રિયા પર અસરકારક છે. આ પ્રક્રિયા એટલે અર્થ અને શૈલીની સમતુલા જાળવી રાખવાની મથામણ. ડો.જોહ્નસન પણ આ અર્થમાં પોતાનો વિચાર રજૂ કરે છે. તેમના મંતવ્ય અનુસાર અનુવાદનો અર્થ એ થાય કે મુળભાષાનો અર્થ સાચવીને બીજી ભાષામાં અવતરણ કરાવવું. તેમનો આ વિચાર અત્યંત મહત્વપૂર્ણ છે. કેમકે જ્યારે મુળભાષાનો અનુવાદ કરતા હોઇએ છીએ ત્યારે તેનાં કેટલાંક પ્રભાવક અંશો છુટી જવાની સંભાવના રહે છે. આ માટે અનુવાદક મુળકૃતિની અભિવ્યક્તિ પ્રત્યે જેટલો આત્મનિષ્ઠ તેટલું વધારે સારું. પીટર ન્યુમાર્ક થોડી અલગ રીતે પણ વાત તો અંતરણની જ કરે છે. તેમના મતે અનુવાદ એક શીલ્પ છે. જેમાં એક ભાષામાં લખાયેલા સંદેશના સ્થાને બીજી ભાષામાં તેજ સંદેશને મુકી આપવો. ભાષાવૈજ્ઞાનિક જે.સી.કૈટ્ફોર્ડ અંતરણની વાત કરે છે પણ સાથે સાથે વૈયાકરણિય પાસાઓને પણ વણી લે છે. તે કહે છે કે અનુવાદ મુળભાષાની પાઠ્યસામગ્રીનું બીજી ભાષાની પાઠ્ય સામગ્રીમાં સમતુલીત પ્રત્યારોપણ છે. અહીં બીજી ભાષામાં રૂપાંતરણ વખતે ખપમાં લેવાતાં ભાષાના રૂપ અને તત્વ તેમજ વ્યાકરણિક પાસાઓની અગત્યતાને પણ તેઓ મહત્વ આપે છે. આમ અનુવાદ એ અંતરણની પ્રક્રિયા છે એ બાબતને જેમ પ્રધાનતા આપવામાં આવી છે તેમ અન્ય દ્રષ્ટિકોણથી પણ વિચારણા થયેલી છે. મૈનિલવસ્કી જેવા સમાજશાસ્ત્રીએ સામાજીક અને સાંસ્કૃતિક બાબતોને સાથે રાખીને વિચારણા કરી છે.તેમના મતે પ્રત્યેક ભાષાને પોતાનો એક સાંસ્કૃતિક પરિવેશ હોય છે. જેના નિર્માણમાં એ સંસ્કૃતિના લોકોની પરંપરા, ઇતિહાસ તેમજ ભૌગોલિક પૃષ્ઠભૂમિ વગેરેનો સંદર્ભ રહેલો હોય છે. દરેકભાષામાં એવા અનેક શબ્દો હોય છે જેનાથી એક લાંબો સાંસ્કૃતિક સંદર્ભ જોડાયેલો રહે છે. સંસ્કૃતિ એટલે લોકોની જીવનશૈલી, તેમની પરંપરાઓ તેમજ અન્ય સામાજીક અને ભૌગોલિક વિશિષ્ટતાઓ. આ બાબતોથી અભિમુખ થવું એ લક્ષભાષા માટે ખુબજ જરૂરી છે. સૈદ્ધાંતિક અને વિશ્લેષણાત્મક વિચારણાઓ સાથે વ્યાખ્યાચિત વિચારણ પણ થયેલી છે.જેમકે રોમન જૈકબસના કહેવા પ્રમાણે 'ભાષાઓ વચ્ચેનો અનુવાદ એટલે એક ભાષાના શાબ્દિક પ્રતિકોની અન્ય ભાષાના શાબ્દિક પ્રતિકો દ્વારા વ્યાખ્યા' એજ રીતે જેમ્સ હોલ્મેસ 'બધા પ્રકારનું અનુવાદકાર્ય વિવેચનાત્મક વ્યાખ્યા છે.' કહે છે. આમ વ્યાખ્યાના સ્વરૂપે પણ આપણને ભિન્ન પ્રકારેના ખયાલ પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત અંગ્રેજી સાહિત્ય પાસેથી ઘણી બધી વિચારણાઓ પ્રાપ્ત થાય છે. એ.એચ.સ્મિથ, રોબર્ટ ગોબ્ઝ, વિલિયમ કાઉપર, ડીસ્ટર્ટ, એમ.એ.કે.હેલીદે, આર.એચ.રોબિંસ વગેરે પાસેથી અનુવાદલક્ષી વિચારણાઓ મળે છે.

### અનુવાદ : કલા–કૌશલ–વિજ્ઞાન

'અનુવાદ'ની આસપાસ રહેલા તાણાવાણાને જાણવાથી અનુવાદ વિશેની બધી બાબતો સ્પષ્ટ થઇ નથી જતી. કેમકે આખરેતો પ્રશ્ન ઉઠવાનો કે અનુવાદ કઇ રીતે ? મુલાધાર થી લક્ષ્ય સુધી પહોંચવા માટે કશીક તો પ્રક્રિયા થવાની જ તો જ પરીણામ મળશે પરંતુ આ પ્રક્રિયાને જાણાવા માટે પહેલાં તો એ અંકે કરવું પડે કે અનુવાદ આખરે તો કલા છે, કૌશલ છે કે વિજ્ઞાન. આ બાબતે પ્રથમ તો એમ કહી શકાય કે તે

બધાંજ એક બીજાના પુરક છે. જ્યારે બીજી બાજુ એમ કહી શકાય કે તેની ભૂમિકા અલગ અલગ હોઈ શકે. સાહિત્યિક રચનાઓનો અનુવાદક એમ માને છે કે અનુવાદ એક કલા છે, અન્ય બાબતોનો અનુવાદક તેને કૌશલ માને છે,જ્યારે વિજ્ઞાન અને ઉદ્યોગોને લગતા વિષયોનો અનુવાદક તેને વિજ્ઞાન માને છે.

અનુવાદ 'કલા' મુજબ જેવી રીતે સર્જનક્રિયા માટે પ્રતિભા, જન્મગત સંસ્કાર હોવા જોઇએ તેવી રીતે અનુવાદ માટે પણ તે જરૂરી છે. એટલા માટે કે કોઈપણ સાહિત્યિક કૃતિઓ અંતર્ગત નિરૂપાયેલ સંદર્ભને, તેના પરિવેશને કારયિત્રી પ્રતિભા વધુ સારી રીતે સમજી શકે. આખે આખી કૃતિને બીજી ભાષામાં મુકવાની થાય છે ત્યારે તેને સર્જન પ્રક્રિયા જેટલીજ આવશ્યકતા રહે છે.

અનુવાદ 'કૌશલ' મુજબ અનુવાદ અભ્યાસમુલક કૌશલ છે. જેને પરિશ્રમ અને અભ્યાસની જરૂર પડે છે. એ સાચુ કે તેનો નાતો શબ્દ કે ભાષા સાથેનો છે પરંતુ તે કૌશલથી સિદ્ધ કરી શકાય છે. અનુવાદની અભિવ્યક્તિ અને અવગતતા તો તેની સાથે સાથી તે અનુવાદકને પ્રયોગાત્મક રીતે પણ સમજાવે છે તો આ સમયે વિદ્યાર્થી અનુવાદ કાર્યસિદ્ધાંતની સાથે અનુવાદ કરવાનું પણ શીખે છે. આમ, ભાષાવ્યવહાર એક કૌશલ છે તો અનુવાદકાર્ય પણ એક કૌશલ છે.

અનુવાદ 'વિજ્ઞાન' છે મુજબ અનુવાદ એક વૈજ્ઞાનિક પ્રક્રિયા છે. ભાષા પાસે રહેલા પૂર્વનિર્ધારીત પર્યાયોના જ્ઞાન માધ્યમથી અનુવાદકાર્ય થાય છે. જો કે આ ખયાલ વિજ્ઞાન અને ટેકનોલોજીની દ્રષ્ટીએ સાચી પણ છે કેમકે તે તેમના વિષય અનુરૂપ તેમને તથ્યાત્મક ભાષાંતરણ કરે છે. એટલેજ તેનો અનુવાદ ક્રમબદ્ધ અને યાંત્રિક જેવો હોય છે.

અનુવાદને ઉપરોક્ત ત્રણે બાબતોના પુરક તરીકે જોઇએ તો તે કલા પણ છે, કૌશલ પણ છે અને વિજ્ઞાન પણ છે. એટલા માટે કે અનુવાદ સર્જનાત્મક અને અનુકરણ વચ્ચેની કલા છે, તે અનુસર્જનાત્મક કલા છે. જ્યારે તેમાં ઊંડુ પરિશીલન પણ આવશ્યક છે. અનુવાદકાર્ય પ્રત્યેની નિપુણતા અને સમગ્રતયા બારીક અભ્યાસ વગર અનુવાદકાર્ય અશક્ય છે. એજ રીતે દરેક કૃતિની અંદર કેટલાયે સ્થાન પર શબ્દને પુર્વનિર્ધારીત પર્યાયો હોય છે. જે રૂઢિગત રીતે આવતા પારિભાષિક, વ્યાકરણિક તેમજ વ્યક્તિવાચક સંજ્ઞાઓ સહજભાવે અનુદિતકૃતિમાં આવતાં હોય છે. આમ ત્રણે બાબતોના સહિત્વથી સમગ્ર કાર્ય સિદ્ધ થાય છે. આ સમયે કોઈ એક બાબત પ્રધાનપણે ભુમિકા ભજવે એમ બની શકે.

આમ આપણે ઉપરોક્ત બાબત પરથી નિર્વિવાદ કહી શકીએ કે અનુવાદક્રિયાને અલગ અલગ ભેદબિંદુએ જોવા કરતાં એક બીજાના પુરક તરીકે કાર્ય કરે છે એ ન ભુલવું જોઇએ.

**સંદર્ભગ્રંથ :**


1. અનુવાદકલા : લે. ડો.એન.ઈ.વિશ્વનાથ અય્યર,અનુ. નવનીત મદ્રાસી
2. અનુવાદ વિજ્ઞાન: લે.મોહનભાઈ પટેલ
3. અનુવાદ : ભારતીય અનુવાદ પરિષદ, અંક 112
4. અનુવાદ સિદ્ધાંત અને સમીક્ષા: સં.રમણ સોની


---


**ડૉ. ભાવેશ જેઠવા, આસિ. પ્રોફેસર, ગુજરાતી વિભાગ, શ્રી શ્યામજી કૃષ્ણ વર્મા કચ્છ યુનિવર્સિટી, ભૂજ (કચ્છ)**





**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# દેવજી સોલંકી : સાહિત્ય અને માનવશાસ્ત્રનો સંબંધ– 'અસ્તિ'નાં પરિપ્રેક્ષમાં

---

જગતમાં જે કંઈ ઘટનાઓ બને છે તે બધી જ ઘટનાઓ પહેલા માનવમનની અંદર બની ચૂકી હોય છે. માનવમનના વિચારો જ એને એક નવું રૂપ/આકાર આપે છે. કલાકારો તેમાં રંગો પૂરી એની છણાવટ કરે છે, તો સર્જક તેમાં શબ્દોની ગૂંફણી કરી નવી કેડી કંડારે છે. આ જગતની ઉત્પત્તિ કોઈ દૈવી અંશમાંથી થઈ છે. એવી માન્યતા હતી પરંતુ ડાર્વિને આપેલા ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતને કારણે તેની આ શ્રદ્ધા ઉપર પાણી ફરી વળ્યું. મનના પણ ઘણા ભાગો છે એવું કોઈએ વિધાન કર્યું સૂતી વખતે પણ આપણું મન સતત કામ કરે છે, વિચારે છે એવા જે મનોવૈજ્ઞાનિક ખ્યાલો રજૂ થયા તેના કારણે માનવમાં જે કંઈપણ શ્રદ્ધા હતી તે બધી મરી પરવાડે છે. જગતમાં ચાલતી વિચારણાઓ, ધર્મ, શ્રદ્ધા, પુરાણ, ઈતિહાસ, વિજ્ઞાન, મનોવિજ્ઞાન, સમાજશાસ્ત્ર વગેરેનાં ખ્યાલો, ગાંધી, રસ્કિન, ટાગોર, માર્ક્સ, રુસો વગેરેની વિચારસરણીઓ સર્જક ઝીલતો હોય છે તે એના સર્જનમાં દૃષ્ટિગોચર થાય છે.

ઈતિહાસ, સમાજશાસ્ત્ર, વિજ્ઞાન, મનોવિજ્ઞાન વગેરેમાં જે કંઈ બનાવો–ઘટના–શોધો– થાય છે. તેનો આમ જોઈએ તો સીધી રીતે કોઈ જ નાતો સાહિત્ય સાથે નથી. પરંતુ વિજ્ઞાનની શોધ કે સમાજની સમસ્યાનું નિરૂપણ સાહિત્યમાં થતું હોય છે. મનોવિજ્ઞાનનાં ખ્યાલો તો છેક ફ્રોઈડ પહેલા અથવા તો મનોવિજ્ઞાન જેવું ચોક્કસ નામભિકરણ નહોતું થયું તે પહેલાં મહાભારત–રામાયણ, ઓડિસી–ઈડીપસ જેવાં ગ્રંથોમાં, શેક્સપિયરનાં નાટકોમાં ઝીલાયું છે. માનવમનના આઘાત–પ્રત્યાઘાત, સત–અસત્ વચ્ચેનું દ્વન્દ્વ–શ્રેય–પ્રેય વચ્ચેનો તુમુલ સંઘર્ષ વગેરેનું સર્જન થયેલું જોવા મળે છે. 'अश्वत्थामा हतः नरो वा कुंजरो वा' જેવું બોલતા યુનિષ્ઠરે અનુભવેલું મનોમંથન.

ઈ.સ.૧૮૫૬માં મોરાવીયા (ઝેકોસ્લોવેકીઆ)માં જન્મેલા ફ્રોઈડને ખબર પણ નહીં હોય કે તે જે શોધ કરવાનો હતો તે માનવજાતની વિચારદિશા બદલી નાખવાનારું હશે. ફ્રોઈડે પોતાના મિત્ર ફ્લીસ પર જે પત્રો લખ્યા હતા. તેમાં મનોવિશ્લેષણ વિશે રોચક સામગ્રી છે. ફ્રોઈડની પુત્રી એના ફ્રોઈડે (Ana Freud) એમાંના કેટલાંક પત્રો પસંદ કરીને 'Sigmad Freud's Letters : The Oring of Psychoaralusis' તરીકે પ્રગટ કરીને અનેક ચૈતસિક તત્ત્વોને ખુલ્લા કર્યા. ફ્રોઈડે પોતે લખેલું 'The interpretation of Dreams' નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું અને એણે પણ ઘણા મનોગત રહસ્યોને ઉદ્‌ઘાટિત કરી આપ્યા. આ રીતે અજ્ઞાતમનની ગતિસ્થિતિનો તાગ મળતો ગયો. જાગૃત મન, અર્ધજાગૃત મન, અચેતન મન અને અવચેતન મનરૂપે ફ્રોઈડે માનવમનનું વિશ્લેષણ કર્યું. મનને એણે ઉત્તરધ્રુવના સાગરમાં હિમખડક (Lceland) સાથે સરખાવ્યું અને જાગૃત મન તો એની ટોચ પર દેખાતા થોડા ભાગ જેવો છે એમ કહી એને અર્ધજાગૃત (Sobconscious) અજાગૃત (unconscions) અને અવચેતન (id)નો ત્રણ ચતુર્થાંશ ભાગ તો અપ્રગટ રહે છે એમ સ્પષ્ટ કર્યું. આ ઉપરાંત Ego (અહં) અને Super Ego (વિશિષ્ટ અતિઅહં) રૂપે માનવ મનના જુદા જુદા આવિષ્કારોનો પરિચય કરાવ્યો. નિમ્ન અહં (id) સામૂહિક અવચેતનની

ઝાંખીઓ અને અહં (Ego) જાગૃત મનનો અવિર્ભાવ છે. જયારે અતિ અહં (Super Ego) નૈતિક મન્યતાઓ કે ભાવનઓનાં સંસ્કાર પ્રગટ કરે છે. આપણી જાગૃત અવસ્થામાં જાગ્રત મનનો ચોકી પહેરો હોવાથી અજાગ્રત કે અવચેતન અવસ્થામાં પડેલી ઈચ્છાઓ વ્યક્ત થઈ શકતી નથી, પણ દબાઈ જાય છે. પરંતુ નિદ્રાવસ્થામાં આ સર્વ દમિત વાંછનાઓ સ્વપ્નરૂપે ભિન્ન ભિન્ન આભાસો રચે છે. એ જુદાં–જુદાં પ્રતીકો રૂપે દેખાય છે.

ફ્રોઈડના મનોવૈજ્ઞાનિક ચિકિત્સા પ્રયોગોએ અને એના સંશોધનનો નિર્દેશ કરીએ તો એક ઈડિપસ ગ્રંથિ– માતૃરાગની ગ્રંથિ (Oedipus Complet) અને બીજી પિતૃરાગની ગ્રંથિ (Electra Complet) પુત્રને માતા પ્રત્યે થતા જાતીય આકર્ષણ કે રાગની વૃત્તિને ઈડિપસ ગ્રંથિ તરીકે અને પુત્રીને થતા પિતા પ્રત્યેના રાગની ગ્રંથિને એણે ઈલેક્ટ્રા ગ્રંથિ તરીકે ઓળખાવી છે. ફ્રોઈડે આ ગ્રંથિઓના મૂળમાં અત્યંત પ્રાકૃત જાતીય સુખ શોધતી આવેગવૃત્તિ– Libido ને જોઈ છે. વ્યવહારિક જીવનમાં એનું દર્શન થતાં આ પ્રકારની ગ્રંથિઓ બંધાઈ જાય છે. દમિત વાસનાઓ અને ઈચ્છાઓ આવી અનેક પ્રકારની વિલક્ષણ ગ્રંથિઓના ઉદ્ભવનું કારણ બને છે. ld (અવચેતન) અને મન (Psyche) ના અંતરતમ ભાગ છે, જેમાં ઈચ્છાઓ (Passions) મૂળભૂત જાતીય આવેગ (Libido) અને વિનાશકવૃત્તિ એ બધું સમાવિષ્ટ થઈ જાય છે. અને આ બધું સ્વપ્નાઓમાં વિહાર કરે છે. સ્વપ્નમા પાણી દેખાય તો એ જન્મનું, મુસાફરીનો આભાસ મૃત્યુનું, વિમાનના ઉડ્ડયનનું સ્વપ્ન વાસનાવિહારનું અને રાજારાણીના સ્વપ્નાભાસ માતા પિતાનું પ્રતીક બને છે. ગોકળગાય, ઉંદર, લાકડી, છત્રીનો હાથો, સર્પ વગેરે પુરુષલિંગના અને પોલાણવાળી વસ્તુઓ જેવી કે પેટી–પટારા, ખાડા–ખીણો, કુલો વગેરે સ્ત્રીયોનિના પ્રતીકો બનીને એનું સૂચન કરે છે. એમ ફ્રોઈડે પોતાના ચિકિત્સા પ્રયોગોને આધારે પ્રતિપાદિત કર્યું છે.

ફ્રોઈડના મનોવૈજ્ઞાનિક સંશોધને કળાસાહિત્યમાં મનોવિશ્લેષણની એક નવી પદ્ધતિ માટેની ભૂમિકા તૈયાર કરી એટલું જ નહિ. પણ શૃંગારરસના નિરૂપણ માટે પણ એક નૂતન દિશા ખોલી આપી. ફ્રોઈડનાં આ વિચારને લઈને કેટલીય કૃતિઓનું સર્જન થયું. જોમ્સ જોયસ, વિંજિનિયા વૂલ્ફ આપણે ત્યાં સરોજ પાઠક, ધીરુબેન, લા.ઠા, ચિનુ મોદી, શ્રીકાંત શાહ જેવાં સર્જકો તેનાં અખતરા કરે છે. અને તેમાં નવા પરિમાણો ઊભા કરે છે. પહેલા જે જાગૃત મનથી લખાતું હતું તે હવે અર્ધજાગ્રત કે મનની અંદર ચાલતા સંચલનનોનું આલેખન થયું. બીજા કરતાં ભીતરને રજૂ કરવાનો નવો ખ્યાલ ઊભો થયો. તેનાં પ્રયોગો થયા અને સર્જકે તેમાં સફળતા પણ મેળવી.

ઈ.સ.૧૯૬૬માં શ્રીકાંત શાહ 'અસ્તિ' લઈને આવે છે. 'અસ્તિ'નો નાયક 'તે' ગલીનો વાળંક પસાર કરી બધુ જુએ છે. અને ત્યારબાદ તેને વર્ણવે છે. તેનાં વિશે વિચારે છે મનોમંથન કરે છે, ક્યારેક તેનાં આઘાતો અનુભવે છે. તેને દુઃખ, ગ્લાનિ, ઘૃણા પણ થાય છે.

કોઈપણ કૃતિને જયારે આપણે તપાસતા હોઈએ છીએ ત્યારે તેનાં નક્કી થયેલા ચોક્કસ સ્વરૂપની અંદર રહીને જ આપણે તેનું મૂલ્યાંકન કરતા હોઈએ છીએ. પરંતુ કેટલીક એવી પણ કૃતિઓ રચાય છે જે તેના ચોક્કસ બંધાયેલા માળખાને ઓળંગીને નવો ચીલો ચિતરતી હોય છે.પરિસ્થિતિ, પાત્રાલેખન, સંવિધાનકળા આદિ સંકેતો બદલાઈ જાય છે. 'અસ્તિ'નો નાયક 'તે' છે. 'તે' જુએ છે, અનુભવે છે તેનું આલેખન સર્જકે કર્યું છે. આ 'તે' એટલે 'હું', 'તું' કે 'તમે' નહીં પણ પેલો દૂર રહેલો આપણા બધાથી જુદો પડી ગયેલો વ્યક્તિ છે. 'તે' તે ત્રીજો પુરુષ એકવચન સર્વનામ છે. આ 'તે' આપણાથી ખૂબ નિરાળો કે વિચિત્ર પણ છે.

'અસ્તિ'માં જાગ્રત મનથી ઝિલાયેલા અને પ્રતિકંપિત, પ્રતિબિંબિત થતા બિંહજગતનું સતત પુનર્ઘટન થતું રહે છે. પરંપરાથી જેવી રીતે માણસો જીવી રહ્યા છે તે બધાથી અલિપ્ત એવો આ તે, લગભગ એકલો અને એકધારી જિંદગી જીવતો, પોતાના નામની પણ ઓળખ નહી ધરાવતો આ 'તે' બહારનું જગત જુએ

છે અને તે બધાને શબ્દચિત્રો આપી રજૂ કરે છે. ક્યારેક કલ્પનોમાં સરી પડે છે. તો કયારેક દુઃખ અનુભવે છે.

આ 'તે' કોણ છે ? આ તે કોઈ મજૂર, કોક વૃદ્ધનો પુત્ર, એને પોતાની માલિકીનું એક રસોડું છે. તે શેરીમાં રહે છે અને શેરી એક શહેરમાં છે. તેને યાદ આવે છે કે પાડોશીએ સાચવી રાખેલું દૂધ એમનું એમ હશે. અને તેનાથી એને થોડો આનંદ પણ થાય છે.

'અસ્તિ' એક મનોવૈજ્ઞાનિક નવલકથા બની રહે છે. અચેતન મનના પ્રવાહનાં નિરૂપણ કરતા ચેતન મન બાહ્ય વિશ્વથી પ્રકંપિત થતાં જે સૂક્ષ્મ સંચલનો જાગે તેના ઘણાં દ્દષ્ટાંતો મળે છે. સંવેદનો અને મનનાં તરંગોથી વિસ્મય જાગે છે અને સંયોજાતા તૂટતા દ્દશ્યોની એક વણઝાર રચાય છે. "માણસોએ શા માટે જીવવું જોઈએ તેનું કોઈ કારણ, હેતુ, આ આખીયે પરિસ્થિતિમાં કયાંયે દેખાતાં ન હતાં. આ આખીયે કરામત કોઈ જંગલી નાગાપૂગા છોકરાએ કોઈને બિવડાવ્યા કરેલી પથ્થર–દોરીની કરામત જેવી સહેતુક હતી. બધું યથાવત હતું. વિકાસ ન હતો ફેરફાર ન હતો. પ્રગતિ ન હતી. ઓચિંતી કોલાહલની અબરખ જેવી તીક્ષ્ણ પોપડીઓ હવામાં ફેલાવા માંડી. અબરખની પારર્દિશતામાંથી દ્દશ્યોના લંબચોરસ ખંડો ધૂધળા દેખાવા માંડ્યા. સામેના સ્થિર મકાને એક વર્તુળ બનાવ્યું અને એ વર્તુળમાં ઘેરાઈ ચક્કર ખાતો અંધકાર એક તંતુ જેવો લાગવા માંડ્યો. અજવાળાની સેરો આછોતરી બની આડી અવળી દોડવા માંડી અને વીજળીના થાંભલા ઉપર ચોંટેલા આગિયાની ઉઘાડ–બંધ પાંખોમાં પુરાઈ રહેલો સમય પીગળી જઈ ગઠ્ઠા જેવો બની ગયો !' આ બધા જ વર્ણનમાં 'તે'ના જાગ્રત મનમાં જે છબી ઝીલાય છે. તેનું બયાન આપ્યું છે. તો ક્યારેક દાદાજીની વાત સાંભળતો હોય ત્યારે તે ભૂતકાળમાં પણ સરી જાય છે. 'દાદાજી ઘણીવાર બરફની, પહાડની, હરણની, સોનચંપાની વાર્તાઓ તેને સંભળાવતા. તે અપલક નેત્રે સાંભળી રહેતો. તેનું મન દાદાજીના ખાટલાની ઈસ છોડી બહાર ભટકવા નીકળી પડતું. બરફનાં તોફાનો વચ્ચેથી માર્ગ કાઢી,કેસરિયા ઘોડાને એડી મારતાં વિશાળ સરોવરનાં કાંઠે આવી ઊભું રહ્યું". જેવી ખૂબ જ ઝીણી વાતને લેખકે કલાત્મક રીતે રજૂ કરી છે. અને છેલ્લે ઉમેર્યું છે. 'દાદાજી વાર્તાઓ કહેતા રહેતા' અતીતને આમ સામ્પ્રત સાથે જોડી આપે છે. દ્દશ્ય જગતની વિભિન્ન મુદ્રાઓ ચેતન મનમાં કેવી રીતે ઝીલાય છે. આ 'તે' બધુ જુએ છે. 'પવનથી બાજુના બારણાએ ભીંત ઉપર આઘાત કર્યો. એક રાહદારીના થૂંકનું માઈક્રોસ્કોપ તેના ગાલ ઉપર પડ્યું. સિગારેટનું ફેંકેલું ખાલી ખોખું તેના પગ આગળ ઊડી આવી પડ્યું... પુસ્તકોને સ્તનના ઉભાર ઉપર દબાવી પસાર થતી એક યુવતીની વિધવા છાતી દેખાઈ. એક વૃદ્ધની ધ્રુજતી આંગળીમાં વળગેલું તેની સગર્ભા પુત્રીનું શબ દેખાયું. પોલીસના રાંટા પડતા પગ અને પટ્ટો તૂટી ગયેલા સેન્ડલ દેખાયા. બાર વર્ષની એક છોકરીના મોઢા ઉપર ન પીછી શકાય તેવી ગંભીરતા દેખાઈ. ઝડપથી જતી એક સ્ત્રીના ચોળાયેલાં કપડાં દેખાયા. ખૂણે સંતાઈ ઊભા રહી ચા પીતા એક માણસના હોઠ ઉપર એક વેશ્યાનું લચી પડેલું કાળું–દીંટી વગરનું સ્તન દેખાયું. રસ્તો ઓળંગતા ખંચકાતી ઊભેલી ત્રણ નાની છોકરીના ખભે ભેરવેલા ચામડાના દફતરનું ઉપસી ગયેલું પેટાળ દેખાયું." લોકો કેવી પરિસ્થિતિમાંથી પસાર થાય છે. તેનો બધાના ભૂતકાળ આગળ આપણને 'તે' લઈ જાય છે. પસાર થતી યુવતીની 'વિધવા છાતી' અને સગર્ભા પુત્રીનું શબ. કેવી યાતનાઓમાંથી પસાર થયા હશે તેનો સંકેત આપણી સામે મૂકી આપે છે. તો પોલીસની લાચારીને પણ એમ જ મૂકી આપી છે.

મનોવૈજ્ઞાનિક નવલકથામાં જે કલ્પનો–પ્રતીકો રચાય છે.તે આપણને 'અસ્તિ' માં પણ જોવા મળે છે.'તે'નો જે 'મનોવિહાર' છે. પ્રથમ પાના ઉપર જ તેનું દ્દશ્યાંકન થયેલું જોવા મળે છે. ગોળ ફરતું પૈડું, દ્દષ્ટિને આરાની વચ્ચે ઘોંચવી, પુસ્તકોને સ્તનના ઉભાર વચ્ચે દબાવીને પસાર થતી એક યુવતીની વિધવા છાતી, છિદ્ર પડેલી ત્વચમાંથી ઊડતો પ્રાણ વાયું. દાદાજીની વાર્તામાં આવતા કલ્પનો વગેરે


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

ચીલાચાલું ન બનતા એક નવું દશ્યજગત ઊભું કરે છે. કૃતિમાં રજૂ થયેલા પ્રતીકો પણ એટલાં જ ધ્યાનહાર છે.

> *"કરોળિયાની લાળનો એક તંતુ, પીંડીની રૂંવાટી પર શેરીમાંથી ઊડીને આવતી અને ત્યાં બેસતી માખી, અશ્વના ડાબલાઓના પડછંદાથી સૂંઢ ઘસતી માખીનું ઊડી જવું, પતંગિયાની જેમ પગને સ્પર્શતી બારણાની સાંકળનો વિચિત્ર રોમાંચ, પથારી પર પાસે મૂકેલા ઓશિકા પર લાળ વેરતો કરોળિયો" વગેરે સામગ્રીનો વિનિયોગ સાધી પ્રતીકો રચ્યા છે. રૂઢ ફ્રોઇડીઅન પ્રતીકોથી આગળ વધીને કૃતિના આંતર વાસ્તવને અનુરૂપ એવાં નૂતન પ્રતીકો, પ્રતીકાત્મક, ઘટના પરિવેશ, પ્રતીકાત્મક કથનાંશો આદિને પ્રયોજવાનો 'અસ્તી'ના સર્જકનો પ્રયાસ સ્તુત્ય બની રહે છે. આ કૃતિ મનોવૈજ્ઞાનિક નવલકથા હોવાથી જેમ મનનાં વિચારો ક્યારેય ક્રમિક નથી હોતાં તેવી જ રીતે અહીં થયેલ નિરૂપણ ક્રમિક નહીં પરંતુ ખંડિત છે. અને છતાં ક્યાંય આપણને એ ખંડિતતા દેખાતી નથી. કથાનો નાયક 'તે' જે આપણાથી અજાણ છે. નિરાળો છે અને તે આપણ બધા કરતાં આ જીવતા જીવનને જુદુ જ રીતે જીવે છે. તેમને જુદી રીતે ઓળખે છે અને જુદી રીતે તેમનું મૂલ્યાંકન પણ કરે છે. અને એટલે તે કહે છે "માનવતા, શહીદી, દેશભક્તિ, પ્રેમ, નીતિ, આત્મા, ત્યાગ, બલિદાન, ધર્મ, કરુણા, દયા, સહાનુભૂતિ વગેરે શબ્દો મનુષ્યની સચોટ વિચારસરણીમાં એક અવકાશ બનાવી અને અવકાશ વાટે ધીમે રહી કલિની પેઠે, મૂલ્યો, આદર્શો વગેરે પ્રવેશી જઈ જીવનને વધારે અકારું બનાવવામાં પોતાનો ભાગ ભજવે છે. શબ્દકોષમાંથી અને માણસના દૈનંદિન વ્યવહારમાંથી આ શબ્દો કાઢી નાખી મનુષ્યને જીવવાની થોડી નવરાશ આપી શકાય."*

આમ, ફ્રોઈડે જે ચેતન–અચેતન મનના ખ્યાલો આપયા તેવા ખ્યાલો અસ્તિમાં દૃષ્ટિગોચર થાય છે.

**સંદર્ભ ગ્રંથો**


1. અનુસંવિદ્– ભાનુપ્રસાદ પંડ્યા
2. ગુજરાતી કથાવિશ્વ– સં.બાબુ દાવલપુરા– નરેશ વેદ
3. ગુજરાતી નવલકથા– સં.રઘુવીર ચૌધરી – રાધેશ્યામ શર્મા
4. ચંદ્રકાન્ત બક્ષી થી ફેરો– સુમન શાહ
5. મનોવૈજ્ઞાનિક નવલકથા– ભાનુપ્રસાદ પંડ્યા


---


## પ્રા. દેવજી સોલંકી

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal
Sahityasetu
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# ધારિણી મહેતા: ભગવદગીતામાં દેવી અને આસુરી સંપત દ્વારા પ્રકાશિત જીવનમૂલ્ય

શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૬મા અધ્યાયમાં શ્રીકૃષ્ણએ દૈવી સંપતિ અને આસુરી સંપતિનું વિસ્તૃત નિરૂપણ કર્યું છે. પ્રસ્તુત અભ્યાસલેખમાં દૈવી સંપત્ ગુણો ધરાવતી વ્યક્તિ અને આસુરસંપત લક્ષણો ધરાવતી વ્યક્તિઓની કુટુંબ અને સમાજ ઉપર પડતી અસરો તેમજ જીવનમાં તેમનું મૂલ્ય આ બાબતે ચર્ચા કરવામાં આવી છે.

### દૈવી અને આસુરી સંપત્ શબ્દોનો અર્થ

### ૧. દૈવીસંપત્ :

દૈવી શબ્દ 'દૈવ' શબ્દ ઉપરથી નિષ્પન્ન થયો છે. '' દૈવ સંબંધી'' આ અર્થમાં દૈવીશબ્દ સંપત્ શબ્દનું વિશેષણ હોવાથી દૈવી સંપત્ એવા સ્વરૂપમાં સ્ત્રીલિંગમાં પ્રયુક્ત થયો છે. દૈવી શબ્દ પણ 'દેવ' શબ્દ ઉપરથી નિષ્પન્ન થયો છે. દૈવી સંપત્માંના દૈવ શબ્દનો મૂળ શબ્દ ''બ્દ્યુબ્ભ શ્રબ્ભ દશ્ચ:'' અર્થાત્ જે પ્રકાશે છે તે આ અર્થમાં બ્ધ્ૅ ધાતુ ''પ્રકાશવું'' એવા અર્થમાં પણ પ્રયુક્ત થયો છે.

### ૨. આસુરી સંપત્:

આસુરી સંપત્ શબ્દ પણ તદ્ધિત, સામાસિક શબ્દ છે. 'અસુરને લગતું', 'આસુર સંબંધી' આ અર્થમાં આસુર શબ્દને સ્ત્રીલિંગમાં ડીષ્ પ્રત્યય થતાં 'આસુરી' શબ્દ નિષ્પન્ન થાય છે. સમ્પત્ શબ્દ સમ્ ઉપસર્ગપૂર્વક 'પત્' ધાતુ ઉપરથી નિષ્પન્ન થયો છે. અહીં, સમ્પત્ શબ્દનો અર્થ સમૃદ્ધિ કે સંપત્તિ એવો જે લોકમાં પ્રચલિત છે તે અર્થ ગીતાકારને અભિપ્રેત નથી ''પણ અનાદિ વાસનામાં સંસ્પર્શને કારણે માનવજાતને પ્રાપ્ત થનારા સંસ્કારોથી ઉત્પન્ન ગુણધર્મો જન્મની સાથે જે આવી પડે છે. તેવો લેવાનો'' છે.

### દૈવી સંપત્તિના ૨૬ ગુણધર્મોનો ઉદ્ધેશ ક્રમ

ગીતાકારે સોળમાં અધ્યાયના આરંભના ૧,૨ અને ૩ શ્લોકોમાં દૈવી સંપત્તિના લક્ષણો નિરૂપ્યા છે. તે આ મુજબ છે. ૧. અભય ૨. સત્વસંશુદ્ધિ ૩. જ્ઞાનયોગ વ્યવસ્થિતિ ૪. દાન ૫. દમ ૬. યજ્ઞ ૭. સ્વાધ્યાય ૮. તપ ૯. આર્જવ ૧૦. અહિંસા ૧૧. સત્ય ૧૨. અક્રોધ ૧૩. ત્યાગ ૧૪. શાંતિ ૧૫. અપૈશુન ૧૬. પ્રાણીમાત્ર પ્રત્યે દયા ૧૭. અલોલુપત્વ ૧૮. માર્દવ ૧૯. લજ્જા ૨૦. અચાપલ ૨૧. તેજ ૨૨. ક્ષમા ૨૩. ધૃતિ ૨૪. અદ્રોહ ૨૫. નાતિમાનિતા

### ઉપર્યુક્ત ૨૬ ગુણોનું લક્ષણ

રજસ્ ગુણની સહાયથી સત્ત્વનો ઉત્કર્ષ થતા પ્રકૃતિનો જે આવિર્ભાવ અને વિકાસક્રમ સધાય છે. તેને દૈવી પ્રકૃતિ કહેવાય છે. શંકરાચાર્યે તેમના ભાષ્યમાં ઉપરોક્ત ૨૬ ગુણોને સમજાવ્યા છે. જે નીચે મુજબ છે.

અભય : અભય અર્થાત્ નિર્ભયતા. સરળ લાગતો આ ગુણ અત્યન્ત મહત્વનો છે.

સત્વસંશુદ્ધિ : અર્થાત્ ‘‘વ્યવહારમાં અન્ય વ્યક્તિ સાથે ઠગાઈ,કપટ અને અસત્ય વગેરે ત્યજીને શુદ્ધભાવથી આચરણ કરવું. ’’

જ્ઞાનયોગ વ્યવસ્થિતિ: જ્ઞાનયોગ વ્યવસ્થિતિ એટલે આગમ ગ્રન્થો દ્વારા અને આચાર્યોના વચનો દ્વારા આત્મા–પરમાત્માનું જ્ઞાન થવું અને યોગ એટલે કે જેઓનું સ્પષ્ટ જ્ઞાન થયું છે. તેવા આત્મ–પરમાત્મા તત્ત્વનો સાક્ષાત્કાર કરવો તે.

દાન : વ્યક્તિની પોતાની માલિકીના અન્ન–ધન વગેરે પદાર્થોનું સમાજના કલ્યાણ માટે વિભાગપૂર્વકનું વિતરણ કરવું તે.

દમ : બાહ્ય ઈન્દ્રિયો ઉપરનો સંયમ એટલે દમ.

સ્વાધ્યાય : નહિ દેખાતી એવી આધિદૈવીક, આધિભૌતિક અને આધ્યાત્મિક આપત્તિઓના શમન માટે ઋગ્વેદાદિ વેદોનું અધ્યયન.

તપ : વ્યક્તિ, સમાજ અને વિશ્વની ઉન્નતિ માટે કરવામાં આવતો શારીરિક અને માનસિક પરિશ્રમ એટલે તપ.

આર્જવ : વર્તન અને સ્વભાવની સદૈવ સરળતા એટલે આર્જવ.

અહિંસા : માનસિક કે શારિરીક પરપીડનનો અભાવ એટલે અહિંસા.

સત્ય : અપ્રિય અને અનીતિથી વિર્જિત એવું યથાર્થ ભાષણ એટલે સત્ય.

શાંતિ : મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની નિર્મલતા અને અત્યન્ત પ્રસન્નતા એટલે શાંતિ

અપૈશુન : કોઈ અન્ય વ્યક્તિ પાસે અન્ય વ્યક્તિના દોષો પ્રગટ ન કરવો તે.

અલૌલુપત્વ: વિષયોની સાથે ઈન્દ્રિયોનો સંયોગ થવા છતા તેમાં વિકાર ન આવવો તે.

માર્દવ : સ્વભાવની કોમળતા એટલે માર્દવ.

હ્રી : એટલે લજ્જા

તેજ : તેજ એટલે બુદ્ધિની તેજસ્વીતા.

ક્ષમા : અન્ય વ્યકિતના ખરાબ વર્તન છતાં મનમાં વિકાર ઉત્પન્ન ન થવો એટલે ક્ષમા. અને ઉત્પન્ન થયેલ વિકારને શાંત કરવો.

ધૃતિ : ધૃતિ એટલે શરીર અને ઈન્દ્રિયોમાં થાક ઉત્પન્ન થવાથી તે થાકને દૂર કરનાર અંતઃકરણની વૃત્તિ.

શૌચ : શૌચ અર્થાત્ આંતરિક અને બાહ્ય એમ બંને પ્રકારની શુદ્ધિ.

**આસુરીસંપત્ના લક્ષણો:**

દંભ : દંભ એટલે સ્વયંને સમાજના મોટા ધર્મનિષ્ક રૂપે સ્થાપિત કરવા માટે ધર્મનો ઢોંગ કરવો તે. ટૂંકમાં દંભ એટલે મિથ્યાહંકાર


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

દર્પ : દર્પ એટલે સંપત્તિ અને સમૃદ્ધિના કારણે થનારો ગર્વ.

અતિમાન : અતિમાન એટલે મનુષ્યની પોતાની જાત પ્રત્યે અતિશય પૂજયભાવ.

પારૂષ્ય : પારૂષ્ય એટલે કઠોરવચન.

અજ્ઞાન : અજ્ઞાન એટલે કર્તવ્ય અકર્તવ્યના વિષયમાં ઉલટો નિશ્ચય કરવો તે.

દૈવી સંપત્ ગુણોનું જીવનમાં મૂલ્ય

વ્યક્તિના વ્યક્તિગત શ્રેય અને પ્રેયની સિદ્ધિમાં તથા વ્યક્તિના જીવનમાં, ઉપર્યુક્ત દૈવીસંપત્ ૨૬ ગુણોનું ખૂબ જ મહત્વ છે. પ્રસ્તુત ૨૬ ગુણો દ્બારા વ્યક્તિની ઉન્નતિ થતાં કુટુંબની ઉન્નતિ થાય છે. કુટુંબની ઉન્નતિ થતા સમાજની ઉન્નતિ થાય છે. સમાજની ઉન્નતિ થતા રાષ્ટ્રની ઉન્નતિ થતા અને રાષ્ટ્રની ઉન્નતિ થતા સમગ્ર વિશ્વની ભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિ થાય છે. જે ઉપર્યુક્ત ૨૬ ગુણોને આભારી છે. ઉપર્યુક્ત ૨૬ ગુણો વ્યક્તિ અને સમાજ માટે કેવી હકારાત્મક અસરો કરે છે. તથા જીવનમાં તેનું શું મૂલ્ય છે ? તે બાબત હવે થોડી વિસ્તારપૂર્વક સમજીએ. પ્રથમ ગુણ તે ‘અભય’ છે. વ્યક્તિ આ ગુણ કેળવી લે તો, નિર્ભય માણસ સમાજ કે રાષ્ટ્ર, અન્ય વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રને ભયથી આતંકિત કરવાનો પ્રયત્ન ન જ કરે, તે સ્વાભાવિક છે. આમ, જગતની સુખ અને શાંતિપૂર્ણ જીવનનિર્વાહ પદ્ધતિમાં આ ગુણનું મૂૂલ્ય ખૂબ જ છે. નિભર્થ વ્યક્તિ સમાજમાં અથવા અન્ય ક્યાંય જાહેર જગ્યાએ કરવામાં આવતા ખોટા કામોનો પણ સામનો કરી શકે છે. આમ, તે અન્ય વ્યક્તિનું સંરક્ષણ કરી શકે છે. ત્યારબાદ બીજો ગુણ છે. ‘સત્વ સંશુદ્ધિ’ આ ગુણને અપનાવેલ વ્યક્તિ વ્યવહારમાં કે અન્ય જગ્યાએ, અન્ય વ્યક્તિ સાથે ઠગાઈ, કપટ વગેરે આચરતો નથી અને આવા વ્યક્તિ પોતાના શુદ્ધ વર્તન દ્બારા સમાજના અન્ય વ્યક્તિઓ માટે પણ ઉત્તમ ઉદાહરણ બની રહે છે. તેના શુદ્ધ આચરણને અન્ય લોકો પણ અપનાવે છે. આમ, અંતઃકરણની શુદ્ધિ વગર અન્ય સિદ્ધિઓ પણ શક્ય નથી.

ત્યારપછીનો ગુણ છે. દાન આ ગુણ પણ મહત્વનો છે. સમાજના કલ્યાણ માટે તેમજ યોગ્ય વિકાસ માટે અન્ન, ધન વગેરે વસ્તુઓનું વિતરણ થવાથી મનુષ્યોની જરૂરિયાતો સંતોષાય છે અને સમાજમાં વ્યવસ્થા અને શાંતિ જળવાઈ રહે છે. ત્યાર પછી ‘તપ’ નામના ગુણનું પણ ખૂબ જ મહત્વ છે. અહીં, તપ એટલે શારીરિક કષ્ટ એવો અર્થ ન લેતા, તપ એટલે અન્ય મનુષ્યોના કલ્યાણ માટે કરવામાં આવતો શારિરીક અને માનસિક પરિશ્રમ. મનુષ્ય પોતાના જીવનનો અમુક સમય જરૂરિયાતવાળા માણસો માટે ફાળવી તેમને ઉપયોગી થાય તો તેવી વ્યક્તિઓને ઘણી રાહત મળી રહે છે. આમ દાન અને તપ નામના ગુણો મહત્ત્વના છે. આજે સમાજ ચોરી, લૂંટફાટ વગેરે જેવી ગેરવ્યવસ્થા ફેલાયેલી છે.તો તેવું શા માટે થાય છે ? ઘણા ભાગના કિસ્સાઓમાં મોંઘવારી અને ગરીબીના લીધે વ્યક્તિઓની મૂળભૂત જરૂરિયાતો સંતોષાતી નથી. તેથી આવા બનાવો બને છે. દાન દ્બારા વ્યક્તિઓને જીવનજરૂરિયાતની આવશ્યક ચીજવસ્તુઓની સમાન વહેંચણી થવાથી આવી ગેરવ્યવસ્થા ફેલાતી અટકે છે.

ત્યાર પછીનો ગુણ છે. આર્જવમ્–આર્જવમ્ એટલે સરળતા. આ ગુણ કેળવેલી વ્યક્તિ પોતાનું અને તેના જીવન સાથે સંકળાયેલી વ્યક્તિઓનું જીવન પણ સરળ કરી આવે છે. સરળ વ્યકિત ક્યાંય ખોટો દંભ કરતો નથી, ખોટા ખ્યાલોમાં રાચતો નથી અને આ દ્બારા ખોટા કલેશ, કંકાસઅને મુશ્કેલીઓને ટાળી શકાય છે. ત્યારપછીના ગુણો છે. સત્ય,અહિંસા અને શાંતિ આ ગુણોથી ભાગ્ય જ કોઈ અજાણ હશે.તેથી તેનો અહીં વિસ્તાર કરવો આવશ્યક નથી. પરંતુ ‘સત્ય’ નામના ગુણ સંદર્ભે એટલું કહી શકાય છે સત્ય બોલનાર વ્યક્તિ અન્યનું ભલુ તો કરે છે. પરંતુ તે પોતાને પણ મદદ કરે છે. આ બાબતને જરા મનોવૈજ્ઞાનિક રીતે સમજીએ તો, ખોટું અથવા અસત્ય બોલવા માટે વ્યક્તિને ઘણો માનસિક પરિક્ષમ કરવો પડે. અસત્ય પણ ઘણીવાર સરળ રીતે કહી શકાતું નથી. અસત્ય વાતે ગોઠવી–ગોઠવીને સામેની

વ્યક્તિ સામે રજૂ કરવી પડે છે. તેથી વ્યક્તિનો ઘણો સમય પણ વેડફાય છે. તથા અસત્ય વાત જાહેરમાં ખુલ્લી પડી જાય તો સરવાળે સહન પણ ધણું કરવું પડે છે અને વ્યક્તિને શરમજનક સ્થિતિનો સામનો કરવો પડે છે અને સમાજમાં પોતાનું માન ગુમાવે છે. જયારે સત્ય બોલવામાં કોઈ વિચાર કરવો પડતો નથી અને સરળતાથી તે કહી શકાય છે.

ત્યાર પછીના ગુણો છે. અપૈશુનમ અને અલોલુપત્વમ્ અપૈશુનમ્ ગુણ કેળવેલી વ્યક્તિ કોઈની ખોટી ચાડી–ચુગલી કરતી નથી. કોઈના દોષો કે ગુપ્તવાતોને અન્યની સામે પ્રગટ કરતી નથી. આમ, તે પરોક્ષ રીતે પણ સમાજને ઉપયોગી નીવડે છે. અલોલુપત્વ ગુણ અપનાવેલી વ્યક્તિ કોઈપણ કિંમતી વસ્તુ કે પદાર્થ પ્રત્યે લાલચ રાખતી નથી. આ ગુણ દ્વારા પણ સમાજ ફેલાતી ગેરવ્યવસ્થા અટકી શકે છે. ઘણી વાર વ્યક્તિ પાસે અમુક વસ્તુઓ હોવા છતાં, અન્યની વસ્તુઓ પ્રત્યે લાલચ રાખીને તેને મેળવવાનો પ્રયત્ન કરે છે. પરિણામે ખૂન, ચોરી જેવા બનાવો બને છે. ત્યાર પછીના ગુણો છે. ' તેજ' અને 'ક્ષમા' તેજ એટલે કે, બુદ્ધિમત્તા. આજના યુગમાં આ ગુણ કેટલો મહત્વનો છે તે સમજાવવાની જરૂર રહેતી નથી.બુદ્ધિથી તેજસ્વી વ્યક્તિ જીવનના ઊંચામાં ઊંચા શિખરો સર કરે છે. ઊંચી સિદ્ધિઓ મળે છે. વર્તમાન સમયમાં જે ભૌતિક શોધ–સંશોધનો થયા છે. તે વ્યક્તિની બુદ્ધિની તેજસ્વીતાને આભારી છે. જેના લીધે વ્યક્તિનું રોજિંદું જીવન સરળ બન્યુ છે, સમયનો પણ બચાવ થયો છે. ક્ષમા નામનો ગુણ કેળવવાથી સમાજમાં ફેલાતા વેરઝેર, ઝગડા, મન દુઃખ વગેરે ટાળી શકાય છે. વિશાળ મનની વ્યક્તિ ક્ષમા દ્વારા ઘણી મુશ્કેલી અને દુઃખો જે વર્તમાન સમયમાં ઊભા થાય છે, તેને ટાળી શકે છે.

શૌચ એટલે વ્યક્તિની બાહ્ય અને આંતરિક શુદ્ધિ, આંતરિક શુદ્ધિની વાત આગળ કરવામાં આવી ગઈ છે. હવે બાહ્ય શુદ્ધિ એટલે કે, પાણી તથા બીજા પદાર્થો દ્વારા શરીર સ્વચ્છ રાખવુ તે. આમ, થવાથી શારીરિક રોગો થતા નથી તે આપણે બધા જાણીએ છીએ અને તંદુરસ્તી જળવાઈ રહે છે. અન્ય વ્યક્તિઓને પણ તેનો ચેપ લાગતો નથી. ત્યારબાદ અંતિમ બે ગુણો છે. અદ્રોહ અને નાતિમાનિતા. અદ્રોહ એટલે અન્યનું અહિત નહિ કરવું તે. આજનો માણસ પોતાના અંગત ફાયદા માટે અન્યનું બુરુ કરવા ગમે તે કક્ષાએ જાય છે. અદ્રોહનો ભાવ કેળવેલી વ્યક્તિ અન્યનું અહિત કરવાનો વિચાર પણ કરતી નથી. નાતિમાનિતા એટલે અભિમાનનો અભાવ. અભિમાન એવો દુર્ગુણ છે જે વ્યક્તિને, અન્ય કરતા પોતાને ઘણું નુકશાન પહોંચાડે છે. ખોટુ અભિમાન કે અહમ્ રાખવાથી વ્યક્તિના શરીર અને મન ઉપર તેની નકારાત્મક અસરો ઊભી થાય છે. મિથ્યા અહં રાખનારી વ્યક્તિ સમાજથી અથવા કુટુંબથી વિખૂટી પડી જાય છે. તેથી સ્વમાન હોવું જરૂરી છે. પરંતુ ખોટુ અભિમાન હિતકારક નથી.

આમ, ઉપરોક્ત ૨૬ ગુણોનું વ્યક્તિ, કુટુંબ, સમાજમાં ખૂબ જ ઊંચું મૂલ્ય છે. આવા ગુણો દ્વારા જ એક તંદુરસ્ત સમાજ ઘડાય છે. જે વર્તમાન સમયની એક મોટી જરૂરિયાત છે.

### આસુરીસંપત્ લક્ષણોનું જીવનમાં મૂલ્ય

આસુરીસંપત્ યુક્ત લક્ષણો ધરાવનાર વ્યક્તિ સમાજ અને રાષ્ટ્ર માટે કેટલો જોખમી છે. તે હવે થોડું વિસ્તાર પૂર્વક સમજીએ. પ્રથમ તો આસુરસંપત્ લક્ષણો ધરાવનાર વ્યક્તિ પોતાના જીવનમાં અને અન્યના જીવનમાં નકારાત્મક અસરો ઊભી કરે છે. આસુરીસંપત્નું પ્રથમ લક્ષણ છે. દમ્ભ દમ્ભ એટસે સચોટ શબ્દોમાં કહીએ તો મિથ્યાચાર. અર્થાત્ વ્યક્તિ જે નથી, તેવી દેખાવવાનો પ્રયત્ન કરે છે. આ પ્રકારના મિથ્યાચાર દ્વારા અન્ય વ્યક્તિ મન ઉપર તે ખોટી છાપ અંકીત કરે છે. ખોટા દંભ દ્વારા તે અન્ય વ્યક્તિને ગેરમાર્ગે દોરે છે. તેથી સામાજીક–વ્યવહાર રુકાવટ આવે છે. અન્ય વ્યક્તિને ગેરમાર્ગે દોરીને તેને માટે મુશ્કેલી ઊભી કરે છે. આ દ્વારા તે પોતાનો અને અન્ય વ્યક્તિના સમયનો પણ બગાડ કરે છે. દંભ દ્વારા તે માન અને પ્રતિષ્ઠા તો મેળવી શકે છે. પરંતુ આવો માણસ અંદરથી ખોખલો બની જાય છે. કારણ કે, ખોટો દંભ કરવા માટે વ્યક્તિએ ઘણીવાર ખૂબ જ નાણાં અને સમયનો પણ વ્યય કરવો પડે


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

છે. ત્યાર પછીનું લક્ષણ છે. 'દર્પ' દર્પ એટલે કે વ્યક્તિએ જે ધન, સંપત્તિ, સિદ્ધિઓ મેળવી છે તેનું અભિમન કરવું તે. હવે ધન–સંપત્તિ કે સિદ્ધિઓ પ્રત્યે અભિમાન કરનાર વ્યક્તિ અન્ય વ્યક્તિઓ સાથે સરળતાથી હળી ભળી શકતી નથી. તેની ધન–સંપત્તિ અન્ય માટે પણ ઉપયોગમાં આવી શકતી નથી. પોતે જે અભ્યાસ કે કેળવણી પ્રાપ્ત કર્યા છે. તે અન્યમાં વહેંચી શકતી નથી. આમ, આવી વ્યક્તિ કે જે આસુર સંપત્નું આ પ્રકારનું લક્ષણ ધરાવે છે. સમાજમાં તેનું મૂલ્ય નકારાત્મક છે. ત્યારબાદ 'અતિમાન' એટલે કે પોતાની જાત પ્રત્યે ખૂબ જ પૂજયભાવ ધરાવતો તેનો સમાવેશ દર્પ નામના લક્ષણમાં થઈ જાય છે.

ત્યાર પછીનું લક્ષણ છે. પારૂષ્ય. પારૂષ્ય એટલે 'કઠોરવચન'. અન્ય વ્યક્તિને કઠોર અથવા સખત વચનો કહી તેનું મન દુભવવું તે પણ એક પ્રકારની હિંસા જ છે. આપણી કોઈપણ વાતને અન્ય સમક્ષ રજૂ કરવા જો, ખૂબ જ શાંતિ તેમજ સૌમ્યતા પૂર્ણ વ્યવહાર કરીએ તો આપણી વાત સરળતાથી તેને સમજાવી શકીએ છીએ તેના બદલે રુક્ષાપૂર્વક વર્તન કરવાથી વાત બગડે છે. ઘણીવાર આપણી વાત સાચી હોય તો પણ તેનો સ્વીકાર થતો નથી. કારણ કે, તેને કહેવાની પદ્ધતિ અયોગ્ય છે માટે અને છેલ્લું લક્ષણ છે. અજ્ઞાન, અહીં અજ્ઞાન એટલે ભણતરનો અભાવ તેવો અર્થ ન કરતા, અજ્ઞાન એટલે યોગ્ય સમજ, સાચી જાણકારીનો અભાવ. તેમ કરવો ઠીક રહેશે. આવી વ્યક્તિઓ પોતે પણ ખોટા માર્ગે જાય છે અને અન્ય વ્યક્તિઓને પણ ખોટા માાર્ગે દોરે છે.

**સંદર્ભ ગ્રન્થ–સૂચિ**


1. શ્રીમદ્ ભગવદ્ગીતા, શાંકરભાષ્ય સહિતઃ મોતીલાલ જાલાના, ગીતા પ્રેસ, ગોરખપુર, અગિયારમું સંસ્કરણ, વિ.સં. ૨૦૨૪.
2. શબ્દરત્ન મહોદધિ.


---


**ધારિણી કે. મહેતા, બી–100, નાલંદા–2, ટાઉનશીપ, માલપુર રોડ, મોડાસા.**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# ડૉ. ડી. એમ બાકરાણિયા : ઈશ્વરની કૃતિ – પ્રકૃતિ, સંસ્કૃતિ, વિકૃતિ

**પ્રસ્તાવના :**

મનુષ્ય પણ અન્ય પ્રાણીઓની જેમ પ્રકૃતિનું બાળક છે. પણ મનુષ્યની બુદ્ધિ એને પ્રકૃતિદત્ત અવસ્થામાં રહેવા દે એમ નથી. એટલે એમાં ફેરફાર કરવાના પ્રયત્નમાં એ પ્રકૃતિને સંસ્કૃત અને વિકૃત કરતો ગયો અને એવી અવસ્થાએ પહોંચ્યો કે વિકૃતિ અને સંસ્કૃતિ એકબીજાથી અલગ ન પડી શકે, મનુષ્યે પ્રકૃતિને છેડીને એને અંશતઃ વિકૃત એટલે કે બૂરા પરિણામ આપવાવાળી બનાવી અને અંશતઃ સંસ્કૃત એટલે કે સારા પરિણામ આપવાવાળી બનાવી.

મનુષ્ય પ્રકૃતિને સંસ્કૃત કરવા સતત મથતો રહ્યો અને સંસ્કૃત કરવા જતાં એને એ વિકૃત પણ કરતો ગયો, અને એ પણ સંસ્કૃત વિકૃત થતો ગયો.

**પ્રકૃતિ :**

‘જેવી પ્રકૃતિ પોતાની, જ્ઞાનીયે તેમ વર્તતો,

સ્વભાવે જાય છે પ્રાણી, નિગ્રહે કેટલું વળે?’

આજનો માનવી પ્રકૃતિથી ઘણો દૂર ચાલ્યો ગયો છે. માનવીનો પરમાત્માની નિકટ સુધી પહોચવાનોં માર્ગ પ્રકૃતિ છે. પ્રકૃતિ દ્વારા પરમાત્માના રૂપોનું દર્શન કરતો હોય છે. માનવી જેટલો પ્રકૃતિથી દૂર જાય છે. તેટલો સ્વયં પોતાના ભીતરથી દૂર જાય છે. આથી જીવનમાં માનવીએ પ્રકૃતિ સાથે પોતાની નિકટતા સાધવી જોઈએ. કારણ કે મનુષ્ય જાતિ જે ભાવો અને ભાવનાઓ ગુમાવતી જાય છે. એ એને પ્રકૃતિ પાસેથી મળે છે.

પ્રકૃતિને વ્યાખ્યાયિત કરવી ખૂબ જ મુશ્કેલ છે. જુદા જુદા પરિપ્રેક્ષ્યમાં તેને જુદી જુદી રીતે મૂલવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આમ, પ્રકૃતિની સંકલ્પના વિશાળ હોઈ તે સમજવા તેમાં રહેલા તમામ ઘટકોનો વિચાર કરવો જરૂરી છે.

ગુજરાતી જોડણી કોશ અનુસાર પ્રકૃતિ એટલે એક સંયોજન કે જેના તત્ત્વો નીચે પ્રમાણે વર્ણવી શકાય.

**કુદરત :**

કુદરતના તમામ ઘટકો કે જેમાં સજીવ અને નિર્જીવ બન્નેને સમાવી શકાય. કુદરતના ઘટકોને કારણે બનતી કુદરતી ઘટના એ પ્રકૃતિનું જ દર્શન કરાવે છે. તે તેના નિયમ–બંધારણને અનુરૂપ વર્તન વ્યવહાર કરે છે તે છે કુદરત. દા.ત. પશુ, પક્ષી, પહાડ, નદી, ઝરણા, અતિવૃષ્ટિ, ભૂકંપ, અછત વગેરે.

**ધર્મઃ**

ધર્મનો અર્થ છે વ્યવહાર અને વર્ણ મુજબ સજીવ પોતાનો વ્યવહાર ચલાવે અને તે વ્યવહાર ચલાવવા વર્તન કરે છે તે ધર્મ. દા.ત. વાઘ પોતાનો ખોરાક શિકાર દ્વારા મેળવે છે અને પોતાનો નિર્વાહ કરે છે તેથી શિકાર એ તેનો ધર્મ છે.

**પ્રધાન ગુણ:**

પ્રકૃતિ અનુસાર ગુણ એ વ્યકિતગત કે સામુહિક હોય છે. સામાન્યતઃ પ્રકૃતિના ગુણને ત્રણ પ્રકારમાં વર્ગીકૃત કરવામાં આવે છે. સત્વગુણ, રજસ ગુણ, અને તમસ ગુણ.

પ્રકૃતિની દરેક ઘટના કે ઘટકને કોઇને કોઈ પ્રધાન ગુણ હોય જ છે અને તે મુજબ તે પ્રકૃતિમાં રહે છે.

**તબિયતઃ**

તબિયતનો વ્યાપક અર્થ સ્વાસ્થ્ય કે તંદુરસ્તીનો નથી, તબિયત અર્થાત સજીવ અને નિર્જીવ દરેક પોતાના અનુકુલન મુજબ વર્તે છે તે તેની તબિયત છે.

**સ્વભાવ:**

પ્રકૃતિમાં દરેકને પોતાના દુર્ગુણો અને સદ્ગુણોને આધારે સ્વભાવમાં રહેવાનો અધિકાર છે અને તે તેની પ્રકૃતિ બને છે. આ ઉપરાંત પ્રજા, પુરુષથી ભિન્ન એવું જગત કે અમાષ્યવર્ગ વગેરે છે.

**પ્રકૃતિનું અનુસરણઃ**

ગાયત્રી મંત્રનો આઠમો અક્ષર 'સ્વ' કુદરતના સાનિધ્યમાં રહીને તે પ્રમાણેનું જીવન ગુજારવા માટે શિક્ષણ આપે છે.

"ન્યસ્યંતે યે નરાઃ પાદાન પ્રકૃત્યાજ્ઞાનુસારતઃ

સ્વસ્થાઃ સંતુસ્તુ તે નૂનં રોગમુક્તા ભવંતિ હિ"

અર્થ–" જે મનુષ્ય કુદરતના નિયમાનુસાર આહાર વિહાર રાખે છે. તે પોતાનું જીવન બધા જ રોગોથી મુકત રાખીને સ્વસ્થ રીતે વિતાવે છે."

સ્વાસ્થ્યને સારું રાખવા અને સુધારવા માટેની જડીબુટ્ટી કુદરતના નિયમાનુસાર ચાલવું, કુદરતી આહાર – વિહારને અપનાવવા અને કુદરતી જીવન પસાર કરવું તે છે. અકુદરતી, અસ્વાભાવિક, કૃત્રિમ, આડંમ્બરી અને એશ – આરામી જીવન જીવવાથી લોકો બિમાર પડે છે અને નાની વયમાં જ કાળનો કોળિયો બની જાય છે.

મનુષ્ય સિવાય બધા જીવજંતુ ,પશુ, પક્ષી, કુદરતના નિયમોનું પાલન કરે છે. ફળ સ્વરૂપે ન તો તેઓને જાત જાતના રોગો લાગુ પડે છે કે નથી તેઓને વૈધ ડોકટરોની જરૂરત પડતી. જે પશુ, પક્ષી, મનુષ્યો દ્વ્રારા ઉછરી રહ્યા છે અને અકુદરતી ખાનપાન અને રહેણીકરણી માટે લાચાર હોય તેઓ પણ બિમાર પડે છે. તેમને માટે પશુઓનાં દવાખાનાં ખોલવામાં આવ્યાં છે. પરંતુ સ્વતંત્ર રીતે જંગલો અને મેદાનોમાં રહેનારા પશુ પક્ષીઓમાં ક્યાંય બિમારી કે નાદુરસ્તીનું નામ પણ જોવા મળતું નથી. એટલું જ નહી ક્યારેક કોઇ દુર્ઘટના કે અંદર અંદરની લડાઇમાં જખમી કે અધમૂવા થઇ જાય છતાં પણ તેઓ પોતાની જાતે જ સારા થઇ જાય છે. પ્રકૃતિના નિયમોનું પાલન સમગ્રતાની કરવું તે તંદુરસ્તીનો સૌથી ઉત્તમ નિયમ છે.

**સંસ્કૃતિઃ**

માનવનું પ્રાકટ્ય પ્રાણિયોનીમાંથી થયું છે અને તેથી પ્રાણીઓના અનેક ગુણધર્મો એને વારસામાં મળ્યા છે. જે માણસમાત્ર આહાર, નિદ્રા, ભય અને મૈથુન આટલા જ વ્યવસાયોમાં જીવનભર ગુંથાયેલો રહે છે તે

પ્રાકૃત માનવ છે. પ્રાકૃત એટલે પ્રકૃતિમાં રચ્યોપચ્યો રહેનારો એનાથી ઊલટા સંસ્કૃત મૂળ પ્રકૃતિમાં ફેરફાર કરી કોઇ નવા વધુ સારા ગુણધર્મો સંપાદન કરનારા માનવને સંસ્કૃત અથવા સંસ્કૃતિ સંપન્ન કહેવામાં આવે છે જે તત્ત્વો એને પશુની પ્રકૃતિમાંથી ઊંચે લાવી સંસ્કારી બનાવે છે તે બધા તત્ત્વોના સમુહને આપણે સંસ્કૃતિ કહીએ છીએ.

માનવી જયારે સામુદાયિક રીતે સાથે સાથે રહે છે ત્યારે તેના પરિણામે એક એવુ તત્ત્વ તેના સમૂહમાં અન્ય પશુ સિદ્ધિઓથી વિખૂટું અનોખું નિરાળું પડી ઓળખાઇ આવે છે. જેને આપણે સંસ્કાર સંસ્કૃતિ સભ્યતા શિષ્ટતાને નામે ઓળખીએ છીએ° એની જુદી જુદી વ્યાખ્યાઓ અને સમજુતીઓ આપવાના પ્રયાસોમાંથી થોડા નિહાળી લઇએ.

ટાઇલર એને આમ ઓળખાવે છે.

સમાજના સભ્ય તરીકે માનવી જે સંકુલ વિશિષ્ટતાનું એકમ સર્જે છે એનું નામ સંસ્કૃતિ. જેમાં આખું સામાજિકજ્ઞાન, માન્યતાઓ, કલા, નૈતિકભાવના, કાયદો, રૂઢિ વિશિષ્ટતા, શકિતઓ અને દેવભાવનાનો સમાવેશ થાય છે.

વિઝલ સંસ્કૃતિને કોઇપણ માનવસમૂહના આચારો અને વિચારોના સરવાળા aggregate કરતા કાંઇ ઓછું પણ નહિ અને વધારે પણ નહિ એ રીતે ઓળખાવે છે.

વોલીસના મતે, “આપણા આદર્શો, પ્રવૃત્તિઓ અને વર્ણનોનો સમન્વય એનુ ં નામ સંસ્કૃતિ.”

According to Ralph Linton: “A Culture is the configuration of learned behaviour and results at behaviour whose components elements are shared and transmitted by members of particular society.”

બીજા શબ્દોમાં કહીએ તો આસપાસના માહોલમાં આપણે જે રીતે આપણા કાર્યો કરીએ છીએ તે સંસ્કૃતિ છે.

ઉપરની વ્યાખ્યા અને સમજૂતીને આધારે સંસ્કૃતિના ત્રણ મુખ્ય ઘટકો નીચે પ્રમાણે નોંધી શકાય.

(1) માન્યતાઓ (Belief)

(2) મૂલ્યો (Values)

(3) રૂઢિઓ (Customs)

મૂલ્યો, માન્યતાઓ અને રૂઢિઓ સમાજ સાથે વણાઇ જાય છે. આપણે અન્ય દેશોની સંસ્કૃતિના સંપર્કમાં આવીએ ત્યારે જ આપણને આપણી સંસ્કૃતિની વિશેષતાઓનો ખ્યાલ આવે છે.

**સંસ્કૃતિના સ્તરો/ ધોરણો :**

રાષ્ટ્રીય સંસ્કૃતિના સંદર્ભમાં કોફી સ્ટીડે મુખ્યત્વે નીચે દર્શાવેલા ધોરણો દર્શાવ્યા છે.

(1) દેશના આધાર મુજબનું રાષ્ટ્રીય ધોરણ કે જે આપણી મૂળભૂત સાંસ્કૃતિક ધારણાઓ દર્શાવે .

(2) પાયાની ધાર્મિક સાંસ્કૃતિક માન્યતાઓ નક્કી કરતું પ્રાંતીય જાતિગત ધાર્મિક ભાષાકીય સંલગ્નતા દર્શાવતું ધોરણ

(3) જન્મ પામેલ બાળકનુ છોકરા કે છોકરી તરીકે જાતિગત ધોરણ.

(4) વારસાગત ધોરણ કે જે સંતાનો, માતા – પિતા અને દાદા – દાદીને અલગ દર્શાવે છે.

(5) સામાજિક વર્ગનું ધોરણ કે જેનો સંબંધ શૈક્ષણિક તકો અને વ્યકિતના ધંધા અને વ્યવસાય સાથે જોડાયેલ હોય છે.

**સંસ્કૃતિના ઘટકોઃ**

ટર્પસ્ટ્રા અને સારથીના મત પ્રમાણે નીચે દર્શાવેલ સંસ્કૃતિ અંગેના આઠ ઘટકો સંસ્કૃતિની તપાસ માટેનું યોગ્ય માળખું પૂરું પાડે છે.

1. શિક્ષણ
2. સામાજિક વ્યવસ્થાતંત્ર
3. ટેકનોલોજી અને ભૌતિક સંસ્કૃતિ
4. કાયદો અને રાજકારણ
5. કલાત્મક પાસુ ં
6. મૂલ્યો અને વલણો
    a . સિધ્ધિ અને સફળતા
    b . કાર્યક્ષમતા અને વ્યવહારક્ષમતા
    c . વિકાસ
    d . ભૌતિક સગવડ
    e . વ્યક્તિત્વ
    f . બાહ્ય સમર્થન
    g . યુવાપણુ ં
7. ધર્મ
8. ભાષા
    a . બોલાતી ભાષા
    b . મૌન ભાષા

**સંસ્કૃતિનાં મૂળતત્ત્વો :**

પૂર્વે માનવનું જીવન જંગલી પ્રાણીઓના જેવું હતું. પણ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ માનવમાં હોવા જોઈતા સ્વાભાવિક તત્વો એનામાં વિકસતા ગયા અને પશુ પંખીઓના સ્વરૂપથી એ વધારે ને વધારે જુદો પડતો ગયો. જે કંઈ તત્વોએ એને આમ પ્રાણીઓથી જુદો પાડ્યો તે બધાં સંસ્કૃતિના અંગો કહેવાય.

આ બધા તત્વોને આપણે સામાન્ય રીતે નીચે પ્રમાણેના વર્ગીકરણમાં ગોઠવી શકીએ.

**(1) બાહ્યજીવનને સ્પર્શતા :**

રાજતંત્રઃ રાજનીતિ–યુદ્ધશાસ્ત્ર, કાયદો, સંસ્થાન, સામ્રાજય વગેરેના સ્થાપન.

અર્થતંત્રઃ ખેતીવાડી, વેપાર, ધંધા, ઉદ્યોગો.

સમાજતંત્રઃ ધર્મ, નીતિ, લિપિશાસ્ત્ર.

**(2) આંતરજીવનને સ્પર્શતા :**

કલાઃ સંગીત, ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય ઇત્યાદિ લલિતકલાઓ, કારીગરીઓ ભરત, ગૂંથણ વગેરે ઔપચારિકકલાઓ.

વિદ્યા: ગણિતશાસ્ત્રો, વિજ્ઞાનશાસ્ત્ર, વૈદિકસાહિત્ય, તત્ત્વજ્ઞાન

### (૩) સૌથી અંદરના (અંતરાત્મા) જીવનને સ્પર્શતાઃ

અધ્યાત્મજ્ઞાન, યોગ વગેરે

એક નજરે આપણે એમ કહી શકીએ કે સંસ્કૃતિનું મુખ્ય લક્ષણ એ છે કે એના વડે માનવનો પ્રકૃતિ ઉપરનો અંકુશ વૃદ્ધિ પામતો જાય છે અને એવો અંકુશ પ્રાપ્ત કરવા માટે સંસ્કૃતિના આ બધા અંગો સાધનો બને છે.

યુ બેંક નામનો અભ્યાસી આ બધી વ્યાખ્યાઓ અને વર્ણનોનો સમન્વય કરી સંસ્કૃતિના મુખ્ય તત્વોને નીચે પ્રમાણે વિચારે છે.

(1) સંસ્કૃતિ માનવકૃત હોય : કુદરતની કૃતિઓમાં માનવીએ હાથ અડાડયો ન હોય એવી કૃતિથી ભિન્ન.

(2) સંસ્કૃતિમાં માણસની સિદ્ધિઓ સમાઇ જાય જે અપાર્થિવ અને દેખાય નહિ એવી હોય. ઉપરાંત માનવીના હસ્તે ઉપજાવેલી પાર્થિવ વસ્તુઓ પણ હોય.

(૩) સંસ્કૃતિ સચવાય છે, ભેગી થાય છે અને નવા નવા તત્વો ભળતાં તેની જટિલતા અને જથ્થો વધતો રહે છે.

(4) માનસિક રીતે એક વ્યકિતમાંથી બીજી વ્યકિતને એક સમૂહમાંથી બીજા સમૂહને એક પેઢીમાંથી બીજી પેઢીને આપી શકાય તેવું તેનું સ્વરૂપ છે.

### ભારતીય સંસ્કૃતિ પર થતાં આક્રમણ :

ભારતીય સંસ્કૃતિના હાર્દ સમી વૈદિક સંસ્કૃતિ પર આઠ જાતનું આક્રમણ આજે થઈ રહ્યુ છે. જે વાત આપણા ખ્યાલમાં એકદમ આવતી નથી. જાતિવાદ, જ્ઞાતિવાદ, સંપ્રદાયવાદ, ત્રાસવાદ, આતંકવાદ, ફેશન, ભોગવાદ, બેકારી, ગરીબી, નારીપીડન, પશ્ચિમી સંસ્કૃતિ અને ભોગવાદી વૈભવી જીવનશૈલી વગેરેના આક્રમણને સમજવું અને તેને ખાળવા તે અતિ જરૂરી છે. તે માટે જાતિવાદમુક્ત સમાજ (2) ત્રાસવાદમુક્ત સમાજ (૩) શોષણમુક્ત સમાજ (4) નારી ઉત્પીડિનમુક્ત સમાજ (5) ભ્રષ્ટાચારમુક્ત સમાજ (6) પાખંડમુક્ત સમાજ (7) ભોગવાદમુક્ત સમાજ (૮) ગરીબીમુક્ત સમાજ રચવાનું મહાન કાર્ય આ દેશના હિતમાં થવું અતિ જરૂરી છે અને ત્યારે જ ભારતીય સંસ્કૃતિનું સાચું રક્ષણ થઈ શકશે.

પશ્ચિમી સંસ્કૃતિનું વેધક પરીક્ષણ કરતાં ગાંધીજી લખે છે : આ સુધારાની ખરી ઓળખ તો એ છે કે માણસો બહિરની શોધોમાં અને શરીર સુખમાં સાર્થક અને પુરુષાર્થ માને છે.

ગાંધીજીના વિચાર ગુરુ ટોલસ્ટોયે પણ આધુનિક સંસ્કૃતિની આવી જ વેધક ટીકા કરતાં જણાવ્યું છે : વીજળી, રેલ્વે, તાર, ટપાલ– આ બધું આજે આપણને ચકરાવે ચડાવી રહ્યું છે. રેલવે, યુનિવર્સિટીઓ, ગંજાવર ઉદ્યોગો, નૌકાકાફલો, અખબારો, પુસ્તકો, રાજકીયપક્ષો, ધારાસભાઓ – બસ આટલું હોય તો તે સૌથી વધુ સભ્ય અને સંસ્કારી રાષ્ટ્ર ગણાય.

લુઇ મમફર્ડ પણ કહે છે “આધુનિક સંસ્કૃતિની સૌથી આકરામાં આકરી ટીકા એ છે કે માણસે ઊભી કરેલી અનેક સમસ્યાઓને આફતો ઉપરાંત એ માનવીય દૃષ્ટિએ બિલકુલ રસહીન છે.”

સર્વોદયી સંસ્કૃતિ તરફ ગતિ કરવાનો રાહ ચીંધતા આલ્બર્ટ સ્વટ્ઝર જણાવે છે : “આજનું અત્યંત જટિલતંત્ર સેંકડો રીતે માણસ ઉપર પોતાનો અંકુશ જમાવે છે. તેમાં માણસે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવવું પડશે અને આ તંત્રને પણ પોતાની અસર હેઠળ રાખવું પડશે. તંત્રે તેને વ્યક્તિહીન દશામાં રાખવા માટે બધા જ પ્રયત્નો કરી છૂટશે કેમકે માણસની તે સ્થિતિ તંત્રને અનુકુળ છે, તંત્ર વ્યક્તિત્વથી

ડરે છે. કેમકે જે આત્મા અને સત્યને રૂંધવા માંગે છે. તેને જ આ વ્યક્તિત્વ દ્વારા અભિવ્યક્ત થવાનો મોકો મળે છે ને દુર્ભાગ્યે તંત્રની શકિત પણ તેના ડર જેટલી જ ભારે છે.”

આજને તબક્કે આધ્યાત્મિક જાગૃતિ દ્વારા જ માનવ સંસ્કૃતિનો પુનર્જન્મ થઇ શકશે. આપણા માર્ગમાંની મુશ્કેલીઓ અને અવરોધો વિશે સભાન જરૂર રહીએ પણ આ શકય છે કે એવી શંકા ખસુસ ન સેવીએ. આજની પરિસ્થિતિમાં પણ જો સંસ્કૃતિને મૂર્તિમંત સ્વરૂપ આપવા માટે માણસની નૈતિક ચેતના ઝઝૂમશે. અને એક વિશ્વની ભાવના જાગૃત થશે તો આપણે જરૂર ફરી સંસ્કૃતિની સ્થાપના કરી શકીશુ.

ગાંધીજી જણાવે છે : સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે. ફરજ બજાવવી તે નીતિ પાળવી એ છે. નીતિ પાળવી એ આપણા મનને તથા આપણી ઇન્દ્રિયોને વશ રાખવી એ છે. એમ કરતાં આપણે આપણને ઓળખીયે છીએ. આ જ ‘સુ’ એટલે સારો ધારો છે. તેથી જે વિરુધ્ધ તે કુધારો છે.

**પ્રકૃતિ —> સંસ્કૃતિ —> વિકૃતિ :**

સંસ્કૃતિ માનવપ્રકૃતિને તે પ્રયત્નપૂર્વક અંશતઃ ફેરવી શકે છે. તે ફેરફાર વિકૃત અને સંસ્કૃત બન્ને પ્રકારના હોય છે. એટલે માણસ પ્રાકૃત, સંસ્કૃત અને વિકૃત એમ ત્રિવિધ પ્રાણી છે. એ જયારે પોતાની પ્રકૃતિથી ઉપર ઉઠીને એમાં સુધારો કરવાનો પુરુષાર્થ કરે ત્યારે સંસ્કૃતિ ઉત્પન્ન થાય છે અને એ જયારે પ્રકૃતિથી નીચે પડે ત્યારે વિકૃતિ આવે. દૂધમાંથી માખણ બનાવવું એ સંસ્કૃતિ છે પણ દ્રાક્ષમાંથી દારૂ બનાવવો એ વિકૃતિ છે.

માનવ જાતિ એ પ્રકૃતિમાંથી સંસ્કૃતિ તરફ પ્રયાણ કરવાનો જે પુરુષાર્થ કર્યો તે દરમ્યાન અનેક વખતે અનેક સ્થળોએ વિવિધ પ્રકારની વિકૃતિઓનો ભોગ પણ એ જાણે અજાણે બનતી ગઇ.

વિશ્વના તમામ સજીવ અને નિર્જીવ જે પણ અસ્તિત્વ ધરાવે છે તેને વાસ્તવિક રૂપમાં અને સ્વાભાવિક સ્વરૂપમાં નિહાળવાની વાત પ્રકૃતિમાં કરવામાં આવી છે. નિર્જીવ વસ્તુઓનું સ્વરૂપ સ્થાયી રહે છે . જ્યારે સજીવમાં તે પરિવર્તનશીલ બને છે. મૂળભૂત ગુણોને જાળવી રાખવાની વાત એ પ્રકૃતિ છે. જ્યારે તેમાં પરિવર્તનથી મેળવેલ લાભ એ સંસ્કૃતિ છે અને ઊભો થયેલો ગેરલાભ એ વિકૃતિ છે. દા.ત. શિકાર એ જો સ્વબચાવ માટે કરવામાં આવે કે જીવન રક્ષણ માટે કરવામાં આવે ત્યારે તે પ્રકૃતિથી સંસ્કૃતિ તરફનું પ્રયાણ છે. પરંતુ આ જ શિકાર જો ભોજન કે અન્ન–લાભ મેળવવા માટે કરવામાં આવે ત્યારે તે વિકૃતિ બની જાય છે. પ્રકૃતિએ સ્વતંત્રતા છે જ્યારે સંસ્કૃતિમાં માલિકીપણાનો ભાવ જોવા મળે છે અને તેને કારણે જ તે પ્રકૃતિથી દૂર થાય છે અને તે સ્વયંથી પણ દૂર બને છે. પ્રકૃતિનો દુરુપયોગ વ્યક્તિને સંસ્કૃતિથી વિકૃતિ અને તેને પરિણામે તે સંબંધ અને સમન્વયથી દૂર બને છે. વ્યક્તિને વ્યક્તિથી નજીક લાવે તે સંત સંસ્કૃતિ છે જ્યારે શિષ્ટાચાર શીખવે તે ભદ્ર સંસ્કૃતિ છે. આમ ભદ્ર સંસ્કૃતિ એ ભૌતિક સુખ માટે થયેલો એક વિકાસ છે. સંસ્કૃતિને સામાન્ય રીતે બે ભાગમાં વિભાજિત કરવામાં આવે છે પૂર્વીય અને પશ્ચિમ. પૂર્વીય સંસ્કૃતિ ત્યાગ, જ્યારે પશ્ચિમ સંસ્કૃતિ ભોગ શિખવે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો ક્રમ સંસ્કૃતિ તરફ છે, જયારે તેમાંથી ધર્મ અને મોક્ષ દૂર થાય ત્યારે તે વિકૃતિ બની જાય છે. દરેક બાબતમાં વિવેક એ સંસ્કૃતિનો પાયો છે. જ્યારે તેમાં આવતો અવિવેક એ વિકૃતિ છે ગાંધીજીના શબ્દોમાં તપ એ પ્રકૃતિ છે, તપોબળનો વિકાસ એ સંસ્કૃતિ છે. જયારે તોપબળનો વિકાસ એ વિકૃતિ છે. એથી જ તો એમણે એમ પણ કહ્યુ છે કે જે યંત્રો બેકારી અને બેરોજગારી લાવે તે વિકૃતિ છે પરંતુ કાર્યમાં મદદરૂપ થાય તે સંસ્કૃતિ છે.

પ્રકૃતિએ હંમેંશા જોડવાનુ કામ કરે છે. તેમાં જયારે વ્યક્તિગત સ્વાર્થ ઉમેરાય ત્યારે તે તોડવાનું કામ કરે છે. આમ તે સંસ્કૃતિથી વિકૃતિ તરફ પ્રયાણ કરે છે.

પ્રકૃતિથી પર એ સંસ્કૃતિ છે જ્યારે નીચે એ વિકૃતિ છે. પ્રકૃતિ સ્વવિકાસની વાત છે. સંસ્કૃતિ સમૂહ વિકાસની છે જ્યારે વિકૃતિ તેમના ખંડનની વાત છે.

---

**Dr. D. M. Bakrania, Associate Prof., Dept. of Education, K. S. K. V. Kachchh University, Bhuj. (M) 09374080988**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# મંજુલા ખેર: નારી કથા આલેખનમાં સ્ત્રી–પુરુષ સર્જકની આગવી દષ્ટિ– 'દ્રૌપદી' અને 'અગ્નિકન્યા' નવલકથા સંદર્ભે

આજનાં સાહિત્ય જગતમાં નારીનું સ્થાન દિન–પ્રતિદિન મજબૂત બનતું જાય છે. આધુનિક સાહિત્યમાં 'નારીવાદ' અને 'નારીસંવેદન' જેવી ચર્ચાઓ વધતી ગઇ છે, જે નારીનાં વધતા જતાં મહત્વની સાક્ષી પૂરે છે. આપણી સાહિત્ય સૃષ્ટિમાં પુરુષ સર્જકે નારીનાં અનેક રૂપો વર્ણવ્યા છે. એની સંવેદનાને શબ્દસ્થ કરી છે. જો કે એક સ્ત્રીને વિષય બનાવી એની વાત જ્યારે એક સ્ત્રી સર્જક દ્વારા અને બીજી બાજુ એક પુરુષ સર્જક દ્વારા સાહિત્યમાં આલેખિત થાય ત્યારે એ વાત કંઇક જુદી જ રીતે વ્યક્ત થાય છે. સ્ત્રી–પુરુષની આગવી વિચારક્ષમતા તેમજ અલગ જ ભાવવિશ્વને લીધે બન્ને વચ્ચેનો તફાવત આંખે ઉડીને વળગે તેવો હોય છે. સ્ત્રીને પાત્ર તરીકે લઇને વાત કરતાં સ્ત્રી અને પુરુષ બન્ને સર્જકોની કેવી અલગ આલેખન શક્તિ હોય છે, તેને તપાસવાનો અહી ઉપક્રમ રાખ્યો છે.

ઉડિયા ભાષાનાં સુપ્રસિધ્ધ લેખિકા પ્રતિભારાયની નવલકથા 'યાજ્ઞસેની'નો ગુજરાતી અનુવાદ જયા મહેતાએ 'દ્રૌપદી' નામે કર્યો છે. આ કૃતિને ભારતીય જ્ઞાનપીઠનો 'મૂર્તિદેવી પુરસ્કાર' પ્રાપ્ત થયો છે. જયા મહેતાનું આ અનુવાદિત પુસ્તક ઇ.સ.1991માં પ્રગટ થયુ છે. તો ઇ.સ.1988માં દ્રૌપદીનાં પાત્રને લઇ ગુજરાતી તત્વજ્ઞાની નવલકથાકાર ધ્રુવ ભટ્ટની 'અગ્નિકન્યા' નવલકથા પ્રગટ થઇ. આ બન્ને સર્જકોએ દ્રૌપદીનાં પાત્રને લઇ નવલકથાનું સર્જન કર્યુ છે. બન્ને સર્જકોની નવલકથાની કથામાં મહાભારતનાં બહુચર્ચિત પાત્ર 'દ્રૌપદી'નાં જીવનની કરુણતા આલેખાઇ છે. અહી પહેલી 'દ્રૌપદી' નવલકથા ઉડિયા લેખિકા પ્રતિભારાયનું સર્જન છે, જ્યારે બીજી 'અગ્નિકન્યા' નવલકથા ગુજરાતી સર્જક ધ્રુવ ભટ્ટની છે. પ્રતિભારાય સ્ત્રી લેખિકા છે, તો ધ્રુવ ભટ્ટ પુરુષ લેખક છે. સ્ત્રીની વેદનાને વેઠવાની શક્તિ એક સ્ત્રીમાં અને સ્ત્રીની સંવેદનાને સમજવાની દ્દિષ્ટ એક પુરુષમા કેવી ભિન્ન હોય છે, તેની ખાતરી આપણને આ બન્ને નવલકથાઓ તપાસતા માલુમ પડશે. દ્રૌપદીનાં જાણીતા પાત્રની કથા લઇ આ બન્ને સ્ત્રી–પુરુષ નવલકથાકારો કઇ રીતે સ્ત્રી આલેખનમાં એકબીજાથી અલગ પડે છે તે તપાસીએ.

પ્રતિભારાયની 'દ્રૌપદી' નવલકથાનો આરંભ હિમાલયનાં પહાડોમાં સ્વર્ગારોહણથી એટલે કે દ્રૌપદીનાં પાંડવ પતિ એને છોડીને આગળ ચાલી જાય છે, ત્યાંથી થાય છે. આ નવલકથા પત્રશૈલીમાં રચાઇ છે. પત્રની શરૂઆત ઇતિથી થાય છે. આ કથામાં દ્રૌપદી પ્રિયસખા પરમાત્મા શ્રીકૃષ્ણને સ્વપરિચય તમારી 'પ્રિયસખી'થી કરાવે છે. આ પત્ર પુસ્તકનાં 273 પાનામાં વિસ્તરે છે. આ કથાલેખનનું નિમિત્ત બની છે આધુનિક કૃષ્ણા. અહીં લેખિકાએ 'કૃષ્ણા' નામની સ્ત્રીને લગ્ન પછી સુખી થતી બતાવી છે, તો પાંચ પતિ ધરાવતી પૌરાણિક પાત્ર દ્રૌપદીને જીવનથી હારેલી દુ:ખી દર્શાવી છે.

ધ્રુવભટ્ટની 'અગ્નિકન્યા' નવલકથાની શરૂઆત કવિ મહેન્દ્ર ચોટલીયાની દ્રૌપદીના જીવન પર આધારીત કવિતાથી થાય છે. કાવ્યનો અંતિમ શબ્દ 'અગ્નિકન્યાને' એ આ કથાનું શીર્ષક બને છે. અહીં

બાણગંગાના નિવેદનમાં સર્જક કથાબીજની સ્પષ્ટતા કરે છે. વર્ષો પૂર્વે બાણગંગાને કિનારે દ્રૌપદી દ્વારા રજૂ થયેલ આત્મકથનીને બાણગંગા એક વ્યક્તિને કહે છે, જે નવલકથા રૂપે અહી રજૂ થઇ છે. 'દ્રૌપદી' નવલકથા 'અગ્નિકન્યા' નવલકથા કરતા કદમાં મોટી અને અક્ષરોમાં નાની હોવાથી દીર્ઘ કથા બની રહે છે.

બન્ને કથાનાં આરંભમાં મુખ્ય સામ્ય એ છે કે દ્રૌપદી અંતિમ ક્ષણોમાં પોતાની આત્મકથની પોતાના પરમ મિત્રને કહે છે. અહીં સ્વકથની સ્વજનને જ કહેવાય છે એટલે આત્મીયતા છે. બન્ને નવલકથામાં દ્રુપદ–દ્રોણની દુશ્મની દ્રૌપદીનાં જન્મનું કારણ બને છે, પણ અગ્નિકન્યામાં ફરક માત્ર એટલો છે કે, ઉપયાજ ઋષિ દ્રુપદને શત્રુતા માટે યજ્ઞ કરવાની ના પાડે છે, જે યજ્ઞ માત્ર યાજ ઋષિ દ્વારા કરાય છે. જો કે 'દ્રૌપદી' નવલકથામાં યજ્ઞ દ્રુપદ અને યાજ બન્ને દ્વારા થયો છે. 'દ્રૌપદી'માં પિતા દ્રુપદ દ્વારા શ્રીકૃષ્ણને સમર્પિત કરવા દ્રૌપદીનું નામ 'કૃષ્ણા' અપાય છે. કૃષ્ણ પણ એને આ જ નામે સંબોધે છે. તો 'અગ્નિકન્યા'માં યાજઋષિ 'દ્રૌપદી' એવું નામ આપે છે. પરંતુ અહીં પણ કૃષ્ણ દ્રૌપદીને 'કૃષ્ણાકુમારી'થી સંબોધે છે ત્યારે બન્ને પાત્ર વચ્ચેની ઐક્યતાનો સ્વીકાર થાય છે.

સ્વયંવર બાદ શ્વસૂર ગૃહે આવેલી 'અગ્નિકન્યા' માતા કુન્તીનાં કહેણને સાચું પાડવા પાંચ પતિને વ્યાસજી અને કૃષ્ણની સમજૂતી બાદ સહજતાથી સ્વીકારે છે. જ્યારે 'દ્રૌપદી'માં દ્રૌપદી પહેલા તો અસ્વીકાર જ કરે છે, પણ પછી સ્વીકૃતિ આપે છે. અહીં તે સ્ત્રીહ્રદયનાં સંવેદનથી, નારીધર્મ, સમાજની ઉપેક્ષા, પુરુષના અલગ આગવા સ્વભાવને અનુકૂળ થવામાં ઉદભવતી મૂશ્કેલીઓ – એમ આ બધા પાસાઓ વિશે વિચારી દુ:ખ અનુભવે છે. દ્રૌપદી માટે અર્જૂન સાથેનો સાચો પ્રેમ વધારે મૂશ્કેલી પેદા કરે છે. 'અગ્નિકન્યા'ને આવી કોઇ મૂશ્કેલી કે નિર્મળ પ્રેમનો અનુભવ થતો નથી. એ તો પાંચ પતિઓ સાથે સાંસારિક સંબંધે ગોઠવાઇ જાય છે. એટલે જ આ ભૂમિકાએ જોતી અગ્નિકન્યા સાંસારિક સંબંધોને વિસ્તારવા પતિ અર્જૂનના લગ્ન સુભદ્રા સાથે થાય એમાં આનંદિત છે. દ્રૌપદી – અર્જૂનના પ્રેમસંબંધને અહીં રજૂ કરાયો છે પણ અર્જૂન ભાઇઓ અને વડીલો સમક્ષ દ્રૌપદીનાં અન્ય સાથેના લગ્નનો વિરોધ કરી શકતો નથી. દ્રૌપદીની સંમતિથી અકળાયેલો અર્જૂન અણી જોઇને બાર વર્ષનો વનવાસ સ્વીકારી દ્રૌપદી પ્રત્યેની નારાજગી વ્યક્ત કરે છે. દ્રૌપદીની જેમ એ પણ વનવાસમાથી પાછા ફરી કૃષ્ણની બહેન સુભદ્રાની સાથે લગ્ન કરી લે છે. અર્જૂનના કામ–ક્રોધને કાબુમાં રાખવા માટે કૃષ્ણએ જ સુભદ્રા સાથે લગ્ન કરાવ્યા છે એ વાતની જાણકારી થતાં દ્રૌપદી થોડી શાંતિ અનુભવે છે.

આમ, પતિ–પત્નિનાં સંબંધોમાં સ્ત્રી સહજ લાગણી–વેદનાનો અનુભવ માત્ર દ્રૌપદીને જ થાય છે, અગ્નિકન્યાને નહીં.

ધૂર્તની રમતને 'દ્રૌપદી' નિંદે છે. 'અગ્નિકન્યા' નિયમાનુસાર રમાતી ધૂર્ત રમતને સહજતાથી સ્વીકારી લે છે. અહીં ક્યાંય સ્ત્રીની લાગણી દેખાતી નથી. દ્રૌપદીમાં આવતો વસ્ત્રાહરણનો પ્રસંગ ફક્ત કપડાનો જ નહીં પણ સ્ત્રીનાં આત્મસમ્માનનો, પતિ–પત્નિનાં સંબંધનો, સમાજમાં સ્ત્રીનાં સ્થાનનો અને સમગ્ર માનવજાતની પશુતાનો પ્રસંગ છે. જેને પ્રતિભારાયે હ્રદયદ્રાવક રીતે વર્ણવ્યો છે. કુરુસભામાં ખેચી લવાતી દ્રૌપદી સંપૂર્ણ ભાંગી પડી છે, ત્યાં જ વસ્ત્રાહરણ વખતે ઇશ્વર પ્રત્યેની અતૂટ શ્રદ્ધા આત્મબળ બની સામે આવે છે અને જાગેલા આત્મબળે કૌરવસભાને જ નહીં, સમગ્ર માનવસૃષ્ટિને ડરાવી મૂકી હતી. આમ, દ્રૌપદી અહીં સામાન્ય સ્ત્રી, પત્નિ, કે માતા તરીકે જ નહીં પણ જન સમસ્તની માતા બનવા વનવાસમાં આવે છે. આ પ્રસંગ એક બાજુ દ્રૌપદીને અકથ્ય વેદનાનો અનુભવ કરાવે છે, તો બીજી બાજુ સ્વને નવા રૂપ–રંગ સાથે નવો જન્મ આપે છે. 'અગ્નિકન્યા'માં આવો કોઇ અનુભવ થતો નથી. અહીં તો 'અગ્નિકન્યા' ક્રોધાગ્નિમાં વધુને વધુ બળતી, સ્વને ખોતી જોવા મળે છે. કર્કશા બની પતિઓનાં દુ:ખને વધુ પીડતી બતાવી છે. અગત્સ્ય ઋષિ એને સમજાવી પતિઓ પ્રત્યે કૂણી પડવાનું કહે છે. આમ,

'અગ્નિકન્યા' હિંસાનો જવાબ પ્રતિહિંસા રૂપે આપવા તત્પર છે, જ્યારે 'દ્રૌપદી' હિંસા દ્વારા અહિંસાનાં પાઠ શીખવે છે.

'દ્રૌપદી' યુદ્ધમાં જેમજેમ સ્વજનોને ગુમાવતી જાય છે, તેમ તેમ વધુને વધુ કરુણામયી, દયાળુ, ક્ષમાશીલ બનતી જાય છે. એ પોતાની તરફ કુદષ્ટિ કરનાર નણદોઇ જયદ્રથ, કુન્તી પુત્ર કર્ણને ક્ષમા કરે છે, તો પોતાનાં પાંચ પુત્રોને મારી નાખનાર અશ્વત્થામાને પણ ક્ષમા આપી જગતજનની બને છે. જ્યારે 'અગ્નિકન્યા' યુદ્ધ પછી પણ શાંતિ અનુભવી શકતી નથી. એનો ક્રોધાગ્નિ સંપૂર્ણ શાંત થતો નથી એટલે જ જીવનની અંતિમ ક્ષણોમાં હિમાલય અને ઇશ્વર પાસે શાંતિ–શીતલતાની માંગણી કરે છે. દ્રૌપદી જીવનકાર્યની પૂર્ણતાની ક્ષણોમાં પરમ શાંતિનો અનુભવ કરે છે. જીવાયેલા જીવનને તટસ્થતાથી ઇશ્વરની સાક્ષીએ જુએ છે. જગત પરની હિંસાને દૂર કરી નવો જન્મ લેવા આતુર છે. અને અંતે તે પોતાનાં બધા જ રાગ–દ્વેષ, વેદના–સંવેદનાથી પર થઇ જગદજનની બને છે.

'દ્રૌપદી' નવલકથામાં નારીનાં વિશિષ્ટ સંવેદનોને રજૂ કરતાં અનેક પ્રસંગો છે, જે નારીનાં સંવેદન વિશ્વને પૂર્ણપણે પ્રગટાવી શક્યા છે. નારીનાં ધર્મને, તેની સાંસારિક જવાબદારીઓને પ્રતિભારાયે ખૂબ સરસ રીતે રજૂ કરી છે. સ્ત્રીમાંથી મનુષ્ય અને મનુષ્યમાંથી 'દેવી' સુધીની 'યાત્રા' દ્રૌપદીએ પાર કરી છે. આમ છતાં, સામાન્ય મનુષ્યને જીવવાનું બળ આપે એવી એની કર્તવ્યબદ્ધતા ભાવક હૃદયમાં આગવું સ્થાન બનાવે છે.

'દ્રૌપદી' એ ફક્ત કોઇ એક સ્ત્રીની, કોઇ એક યુગની જ કથા ન રહેતા સમસ્ત માનવજાતિને સ્પર્શતી કથા બની રહે છે. જીવનનાં ઘણા સનાતન મૂલ્યો–વચનો અહીં ઠેર ઠેર વેરાયેલા પડ્યા છે. જેમ કે.........

'કોઇ પણ નારી ઉંમર, જાતિ, ધર્મ, દેશથી ઉપર છે, પુરુષ દ્વારા વંદનીય છે.' (પૃ. 32)

'તર્કને સહારે નારી પુરુષને સમાન કહી દેવાથી કાંઇ વાત પૂરાપૂરી સ્પષ્ટ થતી નથી. નારીનાં દેહની જેમ એનું મન પણ પુરુષ કરતાં જુદું હોય છે. એટલે યુગે યુગે સમાજ જુદા જુદા નિયમો બનાવતો હોય છે.' (પૃ. 68)

'ન્યાય અને નિયમ પકડીને દાંમ્પત્યજીવનમાં મિલન–વિરહ, રાગ–દ્વેષ ન ચાલે.' (પૃ. 69)

'મિત્ર પાસે મન ખોલવાથી હૃદય આકાશ જેવું મુક્ત, ઉદાર અને પ્રકાશમય બને છે.' (પૃ. 103)

'પૃથ્વીના પુરુષ સમાજને ખબર પડે કે નારીનું શરીર જ નારી નથી, નારીને આત્મા પણ હોય છે. શરીરને કેદ કરી દેવાથી આત્મા કેદી નથી થતો ......... શરીરનો જબરજસ્તીથી ભોગ કરી લેવાથી જ આત્મા પતિત થતો નથી.' (પૃ. 106)

'પોતાનાં કર્તવ્યની ઉપેક્ષા કરી પૂજા–અર્ચના કરવાથી પૂણ્ય મળતું નથી.' (પૃ. 119)

'અકૃતજ્ઞતા માણસને પશુ બનાવી દે છે.' (પૃ. 195)

'નારીની જેમ પુરુષને માટે પણ જો પરસ્ત્રીની કામના, અક્ષમ્ય અપરાધ શરમજનક હોત તો સંસારમાં આટલા પાપ, આટલા વ્યભિચાર ન થાત ....... નારી પર બળાત્કાર અને પાશવી અત્યાચાર બંધ થઇ જાય.' (પૃ. 222)

'પતિ હોય છે સ્ત્રીનો ઇશ્વર, એ જો પત્નીનું રક્ષણ કરવા અસમર્થ હોય, તો ઇશ્વર બને કેમ ઇશ્વર એ જ પુરુષ હશે જે રક્ષક હોય.' (પૃ. 232)

'અગ્નિકન્યા'માં આવા સનાતન મૂલ્યોનો અભાવ છે. 'દ્રૌપદી' એક નારીકથા જ નહીં, પરંતુ સમાજને જાગૃત કરવાનું કામ કરે છે. માનવીને દુઃખમાં હિંમત હારી ન જવા માટે ધૈર્યતા, શાંતિ, આત્મવિશ્વાસ

જેવા ગુણો જાગૃત કરી સાચા અર્થમાં મનુષ્ય બનવાની વાત કરે છે. અહીં મનુષ્ય જીવનનાં ઉર્ધ્વીકરણથી કથાનો અંત થાય છે.

ધ્રુવ ભટ્ટની 'અગ્નિકન્યા'નો ચાલક પુરુષ વર્ગ રહ્યો છે, જ્યારે પ્રતિભારાયની 'દ્રૌપદી' સ્વબળે સર્વને લઈ ચાલનારી છે. અને એટલે જ કોઈ નથી ત્યારે પણ એને કંઈ અસંતોષ નથી. એનામાં જીવનને પુન: ચલાયમાન કરવાની શક્તિ અકબંધ રહી છે.

---

**ડૉ. મંજુલા ખેર, આર્ટસ્ એન્ડ કોમર્સ કૉલેજ, ખેડબ્રહ્મા.**

**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

## ભાવેશ જેઠવા : નવલકથાકાર – રાજેશ અંતાણી

---

દરેક સર્જકને પોતાના સર્જનકાળ દરરમિયાન સર્જન માટે આંતર–બાહ્ય પ્રેરણા મળતી હોય છે. સર્જક પોતાની સંવેદનાને વિસ્તારવા, પોતાના ભાવજગતને વ્યક્ત કરવા અવનવી રીતે રજૂ થતો હોય છે. ગુજરાતી સાહિત્યના લગભગ આધુનિકોત્તર કહેવાય તેવા સમયે કેટલાંક સર્જકો પાસેથી નોંધપાત્ર કહી શકાય એવું સર્જન પ્રાપ્ત થાય છે. જેમાં રાજેશ અંતાણીનું નામ અવશ્ય લેવું જોઈએ. આ સમયગાળામાં સ્વાભાવિક રીતે જ આધુનિકયુગનો પ્રભાવ વ્યાપક રીતે છવાયેલો હતો. સુરેશ જોષીથી માંડીને એ ધારાના અનેક સર્જકોની કલમ માતબર સર્જન કરી રહી હતી ત્યારે કચ્છના મહત્વના બે ગુજરાતી સાહિત્યકારો વિનેશ અંતાણી અને ધીરેન્દ્ર મહેતા આ આખાય માહોલની સાથે પોતાની પણ એક કેડી કંડારતા રહ્યા. આ સમયગાળા દરમિયાન જ રાજેશ અંતાણીનું સર્જનકાર્ય આરંભાય છે અને એ પણ આધુનિક સર્જકો અને પોતાના આ બે પૂર્વકાલીન કહેવાય તેવા બે સમકાલીનોથી થોડા જુદા પડીને આગવી મુદ્રા સાથે.

રાજેશ અંતાણી મુળે તો ટૂંકીવાર્તાના સર્જક પરંતુ તેમનું સર્જકીય ભાવજગત તેમને નવલકથા જેવા વિસ્તીર્ણ ફલક પર ઘસડી જાય છે. તેમની પોતાની કેફીયત પણ અહીં નોંધનીય છે. વાર્તાસંગ્રહ 'પડાવ' પ્રગટ થયો પછી જે વાર્તાઓ લખાઈ એમાં પ્રત્યેક વાર્તાની ઘટના વિસ્તાર માંગતી હોય એવું સતત લાગતું હતું. અનેક, વિશાળ ફલક પર લખી શકાય એવી ઘટનાઓ મન પર પથરાઈ જતી અને મન રોકાઈ જતું. સિદ્ધ–હસ્ત સર્જકોના બે–બે ચાર ચાર ભાગનાં પુસ્તકો જોઈને થતું હતું – કે આ બધા સર્જકો આટલું બધું કેમ લખી શકતા હશે. મનમાં તો એવો ખ્યાલ બંધાઈ ગયો કે હવે નવલકથા જ લખવી છે –'અને એમ રાજેશ અંતાણી પાસેથી બે લઘુનવલ અને પાંચ નવલકથા પ્રાપ્ત થાય છે.

તેમની પ્રથમ કૃતી 'સંબંધની રેતી' (૧૯૮૮) લઘુનવલ સ્વરૂપે પ્રાપ્ત થાય છે. મર્યાદિત પાત્રસૃષ્ટિની આસપાસ તેમની કથા આકાર લે છે. ઓછા પાત્રો પાસેથી નવલક્થા જેવા સ્વરૂપમાં કામ લેવું દુષ્કર તો હતું જ પરંતુ લેખક અહી પાત્રોના મનોસંચલનોને આલેખી કથાને આકારે છે.

કથાના કેન્દ્રમાં નાયિકા તરીકે પન્ના ચૈતસિક સંઘર્ષ સાથે આંદોલીત થતી રહે છે. આ માટે સર્જક સમયના પરિમાણોને ખપમાં લે છે. નાયિકા પન્ના નાનપણથીજ પિતાની હુંફાળી છત્રછાયા હેઠળ ઉછરે છે. ભરજુવાનીમાં પત્ની રેણુને ગુમાવી બેઠેલા પ્રા.શુક્લા એક કર્મઠ અધ્યાપક છે. રેણુની ગેરહાજરી પિતા–પુત્રીના જીવનમાં ખાલીપાનો અહેસાસ કરાવે છે. ‘આપણા હોવાપણા ઉપર ઝુલતો આ વીજળીનો પ્રકાશ જોઇએ. એને તાક્યા કરીએ, આપણે તદન ખાલી બની જઇએ, જાણે આ જ આપણો વર્તમાન, આ જ આપણો વિષાદ, આ જ આપણી વેદના, આપણા શ્વાસમાં વિસ્તરે એ જ આપણો ભુતકાળ...’ પન્નાની પરવરિશ માટે પિતા સંજોગોને પચાવી ચુક્યા છે. હેતાળ પિતાને સહારે ધીમે ધીમે પન્ના કોલેજની પરીક્ષાઓ પૂર્ણ કરે છે. આ સાથે જ પિતા–પુત્રી બન્ને પોતાના માદરે વતનમાં વેકેશન ગાળવાનો નિર્ણય કરે છે. વર્ષોથી બંધ રહેલા ઘરને નિહાળતા પિતા અને પિતાને નિહાળતી પન્ના. આ મનહર ચિત્રાત્મક દ્રશ્યમાં લેખકની કલાત્મકતા જોઇ શકાય છે.

મમ્મી–પપ્પાની યાદોને સાચવી રાખેલ એ ઘર, એ વતન, પોતાનું જન્મસ્થળ પન્ના પપ્પાની નજરે નિહાળે છે. પ્રો.શુક્લ અને રેણુનો સ્નેહ અહી સચવાયને પડેલો છે. પ્રો.શુક્લ એ પ્રેમને ફરી જીવે છે. અલબત્ત એ જ તેમનું ચાલકબળ છે. ધીમે ધીમે પન્ના અહી ગોઠવાતી જાય છે. ગામની ભાગોળે આવેલ નદી પન્નાના જીવનમાં સ્થાન જમાવી ચુકે છે. ‘નદીનો રેતાળ પટ આંદોમાં ઉતરી ગયો. પન્નાએ કદી પણ ન અનુભવેલી ધૃજારી શરીરમાંથી પસાર થઇ ગઇ.’ આ રેતાળ નદી પન્નાના જીવનને પ્રવાહિત કરે છે. ગામમાં એન્જિનિયર તરીકે આવેલ અપૂર્વ સાથે પન્નાને નદી તટ પર મુલાકાત થાય છે. ધીમે ધીમે એ મુલાકાત પરસ્પરમાં આકર્ષણ જન્માવે છે. આ આકર્ષણ આગળ જતાં – ‘આપણું ભવિષ્ય નક્કી છે પન્ના, આપણે...આપણે... લગ્ન કરીશું.’ સુધી પહોંચે છે. પણ કુદરતને આ મંજુર ન હોય તેમ રેતાળ નદી પ્રવાહિત ન થઇ શકી. પન્ના–અપૂર્વના લગ્ન થાય એ પહેલાં અકસ્માતને કારણે અપૂર્વનું મૃત્યુ થાય છે. નવી સૃષ્ટીમાં પલ્લવિત થતી પન્નાના જીવનમાં ફરી પાછો અંધકાર. પણ લેખકને તો સંબંધની અનંતતાને દર્શાવવી હતી. અપૂર્વના મૃત્યુ બાદ વ્યથિત બનેલી પન્નાને અપૂર્વના મિત્ર નિકુલનો સહારો મળે છે. ફરી સ્નેહનો તંતુ જોડાય છે–વિસ્તરે છે.

અપૂર્વની યાદમાં બન્ને ધીમે ધીમે એકબીજામાં પ્રવાહિત થઇ જાય છે. નકુલ, પન્નાને કહે છે– ‘આપણી વચ્ચે વહેતી સમાંતર વેદનામાં હું તમારા તરફ ખેંચાયો, હું મર્યાદા ઓળંગી રહ્યો હતો. જે અહીં અપૂર્વનું છે તે અકબંધ રાખવા માંગતો હતો ત્યાં, નકુલ બોલતાં બોલતાં રોકાઇ ગયો.’ લેખકે અહી સ્નેહને, લાગણીને જીવંત રાખી છે. જીવનમાં રહેલી હકારાત્મક વલણની શક્યતાને આલેખી છે. સંઘર્ષનું નિરૂપણ છે, પણ બોજીલ નથી લાગતું બલ્કે ‘જીવન સાથે વણાયેલ એક અભિન્ન પાસુ છે’ – આ સત્યને લેખક કથાના હાર્દ તરીકે ઉપસાવી શક્યા છે.

લેખકની બીજી લઘુનવલ ‘વાંસવનમાં વરસાદ’ (૧૯૯૧) પહેલાતો ટૂંકીવાર્તા સ્વરૂપે પ્રગટ થાય છે. બાદમાં સર્જક તેના કથાવસ્તુમાં આલેખાયેલ ઘટનાને વિસ્તારી પાત્રોના ભાવજગતને મોકળુ મેદાન આપે છે. ડો.ધીરેન્દ્ર મહેતા પ્રસ્તાવનામાં નોંધે છે – ત્રણ પૃષ્ઠની વાર્તામાં રાજેશે વસ્તુનો આ સંભાર કર્યો હતો. એમાં લગભગ બધું ઉલ્લેખો કે ટાંચણો રૂપે રહી જતું હતું. જ્યારે એ જોઇ શકાતું કે આમાં પ્રસંગ, પરિસ્થિતિ અને પાત્રના સંદર્ભમાં એવું કેટલુંય છે જે વિકસવા કરે છે.’ કૃતિનું ભાવજગત એટલું બળકટ છે કે કથા એકધારી તીવ્ર ગતીએ આગળ વધે છે. મુખ્ય બે પાત્રોની આસપાસ ઘુંટાતી સંવેદનાને લેખકે બખુબી આલેખી છે. કૃતિમાં ઘણી વખત નાયક શેખર અને નાયિકા ઋતુ અપ્રત્યક્ષ રહીને પણ પ્રત્યક્ષીકરણનો સંવાદ રચી આપે છે. પરદેશ અભ્યાસાર્થે ગયેલ પ્રિયતમ એવો શેખર પરત વતનમાં આવે છે, એવા સમાચારથી ઋતુનુ મન ખળભળી ઉઠે છે. અલબત્ત લેખક અહીં નાયિકાના મનમાં જાગેલા તોફાનનો

અદભુત્ત ચૈતસિક સંઘર્ષ નિરૂપી શક્યા છે. ઋતુના મનમાં ભયનો એક ઓથાર છે– પરદેશથી પરત આવતો પોતાનો પ્રિયતમ મારી અપંગતાને સ્વીકારશે ? શેખરના આવવાના સમાચારે ઋતુને સ્તબ્ધ બનાવી દીધી. નાયિકા પોતાના પ્રણયને –પ્રણયીથી અળગા થવાના ખયાલોથી અચેતન જેવી નિર્ભાંત શિતતિ અનુભવે છે. અહીં નાયિકાના મનોસંઘર્ષની તીવ્ર પરાકાષ્ઠા અનુભવે છે.

અલબત્ત નાયિકાના મનોસંઘર્ષની આ તીવ્ર પરાકાષ્ઠા ભાવકપક્ષે અનુભુતિજન્ય બની રહે છે. શેખરના વતન પરત ફર્યા પછી પણ બન્ને તીવ્ર સંઘર્ષમાંથી પસાર થાય છે. એક બાજુ ઋતુ આવનારી પરિસ્થિતિના પરિણામના ભય હેઠળ સમયના ચકકર સાથે ઘુમરાય છે તો બીજી તરફ શેખર પણ ઋતુ પ્રત્યેની તીવ્ર ખેંચાણ અનુભવે છે. લેખકે બન્ને પાત્રોનો મેળાપ કરવામાં જરાપણ ઉતાવળ નથી કરી, બળકટ તાલાવેલી સહજ પેદા થવા દીધી છે. એક તરફ નાયિકાના મનોસંચલનોને વાચા આપવા વિશાખા અને પાપા છે તો બીજી તરફ નાયકની વ્યાકુળતાના પોષક બને છે – મિત્ર સંજય અને કુટુંબીજનો. નાયિકાની આ મનોદશા પાછળ જે અપંગ હોવાની વિભિષિકા છે તેને લેખકે અંત સુધી કળાવા દીધું નથી. અને કદાચ એજ બાબત ભાવકવર્ગને અંત સુધી જકડી રાખે છે. આ સંઘર્ષ છેક નાયક–નાયિકાના મિલનની ક્ષણો સુધી લંબાવી લેખકે તીવ્ર સંવેદના આલેખી બતાવી છે.–

'ઋતુના મનમાં અચાનક બોલવાની હિંમત આવી ગઇ. એ બોલી : 'રહેવા દે શેખર.'

આ ઋતુનો અવાજ. ઋતુ અટકી .શેખર સ્થિર હતો. ફરી બોલી, 'રહેવા દે શેખર. તું અજવાળું સહન નહીં કરી શકે. અંધકારમાં રહેલા સત્યને કાયમ માટે આ કમરામાં રહેવા દે.'

'તું આ શું કહે છે ઋતુ ? મને તો કંઇ સમજાતું નથી. વરસોથી તરસી છે આંખો તને જોવા માટે. મને મનભરીને જોવા દે તને.'

સંવેદનાનો તીવ્ર ભાવાવેગ, સાથે ઘટનાની ગતી પરનો કાબુ લેખક સહજ નિરૂપી શક્યા છે. અહીં ચીલાચાલુ હૈયાફાટ રૂદનને કે સ્થુળ એવા સર્જાતા પરિમાણો નથી. અહી તો છે ઇંગીતો વડે સંધાતી ભાવવ્યંજના. અતીતના ખયાલો નાયિકાને વર્તમાનમાં વ્યથિત કરે છે તો સાથે ભાવીની કલ્પનાઓ કથાને વિકસાવે છે. ત્રણે કાળની પરિસ્થિતિઓને લઘુનવલમાં આલેખીને લેખકે આપણી સમક્ષ ચિત્રાત્મકતા ઉભી કરી છે. અહી વાંસવન, નાયક અને નાયિકાના સંસ્મરણો સાથે જોડાયેલું પ્રતિક બને છે અને એમાં પ્રગાઢ પ્રણયના ધોધમાર વરસાદે એ વાંસવનને તરબોળ કરી નાખે છે.

કૃતિની કલાત્મકતા પ્રત્યે લેખક સભાન રહ્યાં છે. માનવજીવનની સંવેદનાઓને, તેની લાગણીઓને સહજભાવે નિરૂપી છે. પરિસ્થિતિ નિર્માણ કરવામાં ક્યારેક કથકે વચ્ચે આવવું પડે છે. પણ કથકના પ્રવેશથી કૃતિની સહજતાને આંચ આવતી નથી બલ્કે એક ચિત્રસૃષ્ટિ રચી આપે છે. આ માટે કારણભૂત બને છે સર્જકીય ભાષાનો લય કે જે ક્યારેક ઔચિત્યપૂર્વકની કાવ્યાત્મકતા ખડી કરે છે. આમ શિર્ષકને યોગ્ય ઠરાવતી આ લઘુનવલ સીમાચિહ્નરૂપ બની રહે છે.

રાજેશ અંતાણી ક્રમશ: ટૂંકીવાર્તા, લઘુનવલ અને ત્યારબાદ નવલકથાની સીમાઓમાં પ્રવેશે છે. ૧૯૯૧માં તેમની નવલકથા 'સફેદ ઓરડો' પ્રસિદ્ધ થાય છે. માનવજીવનના અટપટા વહેણો કેવા વળાંકો લેતી હોય છે તેનું આલેખન પ્રસ્તુત કૃતિમાં જોવા મળે છે. મુખ્યત્વે કચ્છ પ્રદેશ સાથે નાતો ધરાવતી આ કથાની પાત્રસૃષ્ટિ આમતો વિશાળ છે પણ ઘણું કરીને નાયક જસવંતની આસપાસજ કથાનો તંતુ સધાયેલો રહે છે. રવીભાઇ, વર્ષાભાભી, મેતાજી, હર્ષા, હંસરાજકાકા, મનસુખ, માલતી વગેરે પાત્રો જસવંતની સાથે રહીને કથાની એક ગતિશીલ સાંકળ રચે છે. કથા સાથે સંકળાયેલા તમામ પાત્રોની કલાત્મકત માવજત લેખક કરી શક્યા છે.

નવલકથાનો પટ બે ભાગમાં–બે સ્થળ પર વિસ્તરે છે. મહાનગરી મુંબઇ અને કચ્છ પ્રદેશનું મુન્દ્રા શહેર. કથાનો આરંભ મુંબઇની ભૂમિ પર આકાર લે છે. કથાનાયક જસવંતના ચિતમાં અનેક પ્રશ્નો અને પરિસ્થિતિ પેદા થાય છે. તેમનું ચિત્ત અહીં ચોટતું નથી. રવિભાઇનો ગુસ્સાવાળો સ્વભાવ, દુકાનના કામોની મગજમારી અને ઊંડે ઊંડે વતનનું આકર્ષણ તેમના માટે વિકટ બની રહે છે. આ તબક્કે પરિસ્થિતિ એવી નિર્માણ થાય છે કે વતન મુન્દ્રામાં રહેલું તેમનું ઘર વેચવા માટે રવિભાઇ જસવંતને કચ્છ વતનમાં મોકલે છે. અહી લેખક સરસ પ્રયુક્તિ યોજે છે. ટ્રેનમાં વતન આવવા નીકળેલ જસવંત પાસેથી અતીત અને વર્તમાનનો આછો ચિતાર મળે છે, સાથે સાથે ભાવકની સામે ચિત્રાત્મકતા ખડી થાય છે. આ વાતને લેખક ટ્રેનની ગતિ સાથે પ્રતિકાત્મક રીતે જોડી આપે છે. મુંબઇ મધ્યેના વસવાટ દરમિયાન જસવંતને મળતાં આશ્વાસનોમાં હર્ષાભાભી પણ હતાં અને મિત્ર રસિક પણ હતો. પરંતુ રવિભાઇનો ગુસ્સો ક્યારેક એટલી તીવ્ર અસર કરી જતો કે જસવંતને વતન સાદ દેતું હોય તેમ લાગતું. મુંબઇની સ્થિતિ જસવંત માટે અંધકારમય હતી. ન તો તેમના ભવિષ્યની ચોક્કસ દીશા કે ન તો તેમનું સ્વાતંત્ર્ય.

સંસ્મરણોનું ભાથુ લઇને આવતી ટ્રેન વતન કચ્છમાં આવતાંજ કોઇ કેદમાંથી મુક્તિ મળી હોય તેમ ચોતરફ વિસ્તરી જાય છે. વતન તરફનો પોતાનો અનુરાગ કે મુંબઇ શહેરનો તીરસ્કાર તેના ચિત્ત પર સવાર છે એ કળવું મુશ્કેલ હતું.–'આખીય ટ્રેનનો પહેલો પ્રવાસી જસવંત કૂદકો મારીને પ્લેટફોર્મ ઊપર ઊતર્યો. કૂદકો મારી લીધા પછી પગના તળીયામાં ચચરાટી થઇ. અને વતનના પ્લેટફોર્મ ઉપર પગ મૂકતાંની સાથે આછો કંપ... એ કંપની સાથે જસવંતના મનપ્રદેશમાંથી ઊછળીને આત્મવિશ્વાસ અચાનક બોલ્યો–યાદ રાખ જસુડા ! તું કાયમને માટે અહીંયા આવ્યો છે–હવે મુંબઇ બુંબઇ નગરીને ભૂલી જા દીકરા તું હવે અહીંયા સમજ્યો ? હવે ચમન કર વતનમાં, સમજ્યો?' આ આખીય વાત જસવંતના મનમાં એવી રીતે વમળાઇ રહી છે કે તે જાણે નવી જીંદગી શરૂ કરવા જઇ રહ્યો છે. અલબત્ત વતનમાં પણ બધું જ એવું નથી રહ્યું. કંઇક, ક્યાંક ખાલીપા જેવું અનુભવાય છે. વતનમાં પગ મૂકતાંજ પોતાના જુના સંસ્મરણો તેને ઘેરી વળે છે. એ સંસ્મરણોની સાથે તાર સાંધવાની મથામણ તેમના મનમાં ચાલે છે. રમજુ ટાંગાવાળો, ઉંમરકાકા, શહેરની શેરીઓ–રસ્તાઓ, પોતાના અતીતને સાચવીને બેઠેલું ઘર, દયારામભાઇ, હંસરાજકાકા, શાંતાકાકી, હર્ષા, બાળગોઠિયો મનસુખ, ભાગોળે આવેલું તળાવ વગેરે સાથે વિતાવેલા કાળની ગર્તામાં તેનું ચિત્ત ચકરાવે ચડે છે. તેને લાગે છે આ અગિયાર વર્ષનો સમય માણસના અસ્તિત્વને સ્પર્શીને દૂર ચાલ્યો ગયો છે. અગિયાર વરસના એ ખાલીપાએ ઉભી કરેલી ખોટ પૂરતો હોય તેમ ભાવુક બની જાય છે. ક્યારેક અંદર ધરબાઇને બેઠેલી કડવાશ ઉચાળા મારી તેને અસ્તવ્યસ્ત કરી જાય છે, પણ માદરે વતનની હુંફ તેને સંકોરતી રહે છે.

લેખકની કથનરીતિની લાક્ષણિક્તા અહીં તાદ્રશ્ય થાય છે. જાતજાતના ખયાલો સાથે વતન આવેલ જસવંત અહી તદન અણધાર્યા વાતાવરણનો સામનો કરે છે. જાણે અજાણે બંન્ને શહેરોની તુલનામાં પણ સરી પડે છે જે નાયકના સંઘર્ષનું કારણ બને છે. લેખકે જસવંતના મુંબઇ વસવાટ દરમિયાન કચ્છને જીવંત રાખ્યું છે તો વતન પરત ફરવા છતાં મુંબઇને ભુલી નથી ગયા. હર્ષાના લગ્નજીવનની વિટંબણા, દયારામભાઇની વતનમાં ગેરહાજરી, માલતી પ્રત્યેનું આકર્ષણ, મકાન વેચવાના રવિભાઇના નિર્ણનો મક્કમતાથી વિરોધ, પોતાનો સંસાર માંડવો વગેરે પ્રસંગો સહજતાથી એકબીજામાં ગુંથાઇને કથાઘટમાં ગોઠવાઇ ગયાં છે. વતન પરત ફરેલાં જસવંતના ચિત્ત પર કોઇ એક જ સ્થિતિનું આક્રમણ નથી. ક્રમશ: તેની આસપાસ સમસ્યાઓ–ઉકેલોનું એક જાળું બાઝતું જાય છે. અને એમ કથા સાતત્યપૂર્વક આગળ વધતાં અંતભાગમાં જસવંત અને તેની પ્રિયતમા માલતી સાથેના સુખદ લગ્નજીવન સાથે પૂર્ણ થાય છે. જેમાં આખરે તો અંધાધુંધીભરી જીવનની ઘટમાળમાં સરળતાનો જ વિજય જોઇ શકાય છે.

જીવનની અભાવગ્રસ્ત કથનીને આલેખતી નવલકથા 'અભાવનો દરિયો' ૧૯૯૨માં પ્રગટ થાય છે. માનવીય જીવન,માનવીય સ્વભાવ હંમેશા લાગણીઓના તાંતણે બંધાયેલું હોય છે. જ્યાંથી લાગણીના તંતુ ઢીલા પડે ત્યાંથી તેને પોતાનું જીવન નીરસ, શુષ્ક અને અભાવયુક્ત લાગવાનું જ. પ્રસ્તુત કથા એવાજ તાણાવાણાઓને લઇને આવે છે. કથાના પાત્ર નીરાના અંગતજીવનમાં ઊભી થયેલી અભાવની ખાઇ આગળ જતાં મોના, નિરજ અને છેક જીતેન સુધી વિસ્તરે છે. લેખકે નાયક નાયિકા તરીકે એક–બે નહી પણ ચાર ચાર પાત્રોને આલેખ્યાં છે. નીરાને પતિ જીતેનના પ્રેમનો અભાવ છે. તો નિરાના પોતાને છોડી પિયર ગયાં પછીનું પોતાનું જીવન ખાલીપો અનુભવે છે. તો વળી મોના પોતાના લાગણીસભર બા સાથે યોગ્યજીવનસાથીની શોધમાં પોતાની આશા ટકાવી રાખે છે એજ રીતે જેને ભુતકાળમાં ચાહી છે એવી નીરાને પોતે પામી ન શક્યાનો વસવસો નિરજને રહ્યો છે.

કથાની શરૂઆતમાં લેખક પોતાના નિવેદનમાં નોંધે છે કે – 'અભાવના દરિયાની આસપાસ 'શીર્ષકથી ટૂંકીવાર્તા કરી હતી એ વાર્તામાં અભાવગ્રસ્ત સ્ત્રીની વેદનાની વાત સંક્ષેપમાં મુકાઇ હતી. વરસો પછી આ વાર્તાનું બીજ ફરી મનમાં આવ્યું. સંક્ષેપમાં કહેવાયેલી અભાવગ્રસ્ત સ્ત્રીની વાતે મનમાં ખળભળાટ મચાવી દીધો–પછી અંદર અંદર ઘણું બધું વિસ્તરતું ગયું. – અને પછી...પછી...'લેખકે કથેલું આ વિધાન ખરેખર આપણે અનુભુત કરી શકીએ છીએ. અભાવની વાત માત્ર નીરા સુધી સીમિત ન રહેતાં એ વિસ્તરે છે અને છેક એ ભાવક ચિત્ત સુધી સ્પર્શે છે. જીવનની સરળ ઘટમાળને લેખકે કલાત્મક રીતે આલેખી છે. ભાવકના મનને આ બધું સમજવા મનને કસવું નથી પડતું એમ જ પ્રવાહી રીતે કથા આગળ વહ્યા કરે છે. જે લેખક પક્ષે મોટી ઉપલબ્ધી કહી શકાય.

સર્જક રાજેશ અંતાણીની નવલકથા 'અલગ' ૧૯૯૩ની વાત કરતાં પહેલાં તેમની પોતાની કેફીયત નોંધપાત્ર છે. – 'દુષ્કાળના વરસોમાં રણવિસ્તારના ખાલી થતા ગામને જોઇને શહેરને છેવાડે ખુલ્લા મેદાનમાં શિયાળુ સાંજે પડાવ નાખીને, તાપણું કરીને બેઠેલા લોકોને જોઇને, બસની બારીમાંથી વહેલી સવારે ઊંટ પર તમામ ઘરવખરી ગોઠવીને નીકળી પડેલા, સડકને કિનારે કતારમાં ચાલતાં લોકોને જોઇને, કોઇનું ઘર બદલતાં ખુલ્લી સડક પર એમનો સર–સામાન જોઇને કે પછી મિત્રોને સામાન–સમેત વતન છોડીને જતાં જોઇને કે પછી મારો પોતાનો સામાન...ધુંધળી છાયા ઊપસી આવી આ બધામાંથી... આ જ ધુંધળી છાયા મનમાં સંવેદનરૂપે વિસ્તરીને 'અલગ' રૂપે લખાઇ.' આ કૃતિમાં લેખક માનવીય ચેતના અને સંવેદન જગતને આલેખે છે. કથાનાયક અભિષેક કુટુંબ સાથે લાગણી અને સ્નેહના તાંતણે બંધાયેલો બેંકમાં નોકરી કરતો યુવાન છે. પ્રમોશન અર્થે તેની વડોદરા બદલી થાય છે. પ્રમોશન લેવાં જતાં પરિવારથી અલગ પડવાનું બને છે. જે અભિષેક માટે પીડાદાયક બની રહે છે. આ બાબતે અભિષેકનું સંવેદન જગત ભારે સંઘર્ષ અનુભવે છે. માતા સરયુબેન, પિતા શિશિરભાઇ, ભાઇ તર્પણ, નાનાકાકા, દર્શના, નંદશંકર કાકા વગેરે સાથેનો તેનો નાતો તુટી જવાનો છે. આવી સ્થિતિમાં પત્ની માધુરી આ વાતને સહજ લેવાનું કહે છે. પણ સર્જકે નાની એવી આ ઘટનાને સંવેદનાના તાંતણે કલાત્મક રીતે ગુંથી લીધી છે. ઘણીબધી ગડમથલ ને અંતે વડોદરાનું પ્રમોશન સ્વીકારી ત્યાં જવા તૈયાર થાય છે.

સાવ જ અજાણ્યા એવા વડોદરા શહેરમાં તેમના પરિચિત ખાસ તો કોઇ નથી પરંતુ મિત્ર પરિતોષ અને તેની પત્ની શુભાંગી 'અલગ' હોવાપણાને દૂર કરી શકે તેમ છે. અહી પણ સંજોગો એવા રચાય છે કે અભિષેક પોતે પરિવારજનોથી અલગ પડે છે પરંતુ વડોદરના પોતાના મિત્ર પરિતોષ અને શુભાંગીના અસ્તવ્યસ્તજીવનને વ્યવસ્થિત કરવામાં નિમિત્ત બને છે. તો વળી એજ અભિષેક દર્શનાના સંસારજીવનને ગોઠવવામાં પણ નિમિત્ત બને છે. લેખકે 'અલગ'ના વિવિધ સમિકરણો પ્રયોજીને કૃતિને જીવંતતા બક્ષી છે. કથાનો પ્રવાહ પ્રસંગોની ભરમાર સાથે એકધારો ગતિશીલ રહે છે. 'અલગ' પડવાના ભયથી મનોસંઘર્ષ અનુભવતો નાયક અભિષેક પોતાની ગેરહાજરીમાં માતા–પિતાએ કરેલી વાત માધુરી

મુખે સાંભળતાંજ હચમચી ઉઠે છે. અહી 'અલગ'ના બે સમીકરણો રચાય છે. એકબાજુ લાગણીસભર પરિવારજનોથી અલગ થવાનો ભાવ તો બીજી તરફ પરિવારનો સભ્ય ન હોવાનો અહેસાસ– આ બન્ને ભુમિકાએ અભિષેકને 'અલગ' જ અનુભૂતિ થાય છે.' હું તને કઇ રીતે સમજાવું પરિ કે મને મારા વિશે વિચિત્ર વાત સાંભળવા મળી છે. હું સરયુબેનનો પુત્ર નથી. મેં કુટુંબ માટે આટલું બધું લાગણીથી કર્યું એ બધાં મને કુટુંબથી અલગ કરવા માગે છે. હું અહીં આવ્યો તે સંયોગોવશાત પણ એ લોકોની તો તૈયારી હતી જ. મને અલગ કરવાની.' અભિષેકની મનોદશાનું ચિત્રણ કરવામાં લેખકની સર્જનાત્મકતા ઉપસી આવે છે. તેમના પરોપકારી અને લાગણીયુક્ત સ્વભાવને કારણે હંમેશા સંસારજીવનમાં ટકી રહેવા માટેનું જે આત્મબળ જોઇએ તે ઔચિત્યપૂર્વક નિરૂપાયું છે. મુખ્ય કથાનાયક અભિષેકની સાથે દરેક પાત્ર પોતાનું વ્યક્તિગત સંવેદન લઇને ઘુમરાયા કરે છે. પુત્રી ઋચા એક સંપૂર્ણ પરિવારની ઓળખ સ્થપિત કરતી હોય એવી પ્રતિતી થાય છે આમ સમગ્ર કથામાં માનસિક સંચલનો વડે મનોવ્યાપારની એક નવી જ ભાત ઉપસતી જોઇ શકાય છે.

લેખકની વધુ એક નવલકથા 'ખાલીછીપ' ૧૯૯૫માં પ્રગટ થાય છે. સર્જક રાજેશ અંતાણીની નવલકથાઓ વાંચતા આપણે અનુભાવિત થઇ જે તે પાત્રોના ચિતપ્રદેશ સુધી પહોચી જઇએ છીએ કેમકે તેમની પાત્રસૃષ્ટી તીવ્રસંવેદનયુક્ત અને ગતિશીલ હોય છે. અહી પણ તેમની કથાનું કેન્દ્ર સંવેદનની પાંખે વિસ્તરે છે. 'ત્રણ પાત્રો છે : બે પુરૂષ અને એક સ્ત્રી, આ ત્રણ પાત્રો વચ્ચેનો સંબંધ – જેને પરિણામે ઊભો થતો સંઘર્ષ, આવેગો, સંવેદનો અને લાગણીનું ખેંચતાણ – ઉપલક દ્રષ્ટિએ પ્રણય ત્રિકોણનો આભાસ ઊભો કરે પણ ત્રણેય પાત્રોની ભીતર આ બધા આવેગો–સંવેદનો અને લાગણીના ખેંચતાણના સંચલનો સમાંતરે, જુદી રીતે ચાલે એવું કથાવસ્તુ લઇને આવે છે આ નવલક્થા 'ખાલીછીપ''

અહી નિરૂપાયેલ ત્રણ મુખ્ય પાત્રોનો મનોસંઘર્ષ છે. ભિન્ન છે અને છતાં બધાનું કેન્દ્રબિંદુ પ્રણય જ છે. ત્રણે પાત્રો પ્રણયના તાંતણે પરસ્પર સંકળાયેલ છે પણ એ પ્રણયમાંથી સંઘર્ષ જન્મે છે તે કથાનું મુખ્ય બળ છે. વળી આ સંઘર્ષ એકબીજાની સમાંતરે વિસ્તરે છે. અહી લેખકની નિરૂપણ રિતિની કસોટી થાય છે. કથામાં વચ્ચે આવતાં બીજા ગૌણ પાત્રો સાવિત્રીબેન , નીલા, ત્રિભુવનકાકા, બેલા, બલદેવ, રેવા, ડો.છાયા, વૈભવીબહેન વગેરે – કથામાં આલેખાયેલા સંવેદનો, આવેગો અને લાગણીઓને પોષકરૂપ બને છે. સારંગ અને દુષ્યંત બન્ને બાળપણના ગાઢ મિત્રો હોય છે. જ્યારે પુર્વી દુષ્યંત અને સારંગની દોસ્તી વચ્ચે પ્રણય વૈફલ્ય સભર આલેખન પામે છે. અલબત્ત લેખક કથાનો પ્રારંભ નાટકીય રીતે કરાવે છે. આ બન્ને મિત્રો કોઇ અગમ્ય કારણોસર જુદા પડે છે. એકાએક બન્નેનો ભેટો થાય છે. વિખુટા પડેલા બન્ને મિત્રો ફરી મળે છે ત્યારે અતીતના સંસ્મરણો તેને પીડે છે. કથાનો અડધો ભાગ વિતેલા અતીતની ગાથા છે. જે વર્તમાનમાં સતત અહેસાસ કરાવે છે. પોતાની સારવાર અર્થે ડો.છાયા અને વૈભવીબેનને ત્યાં રહેતો દુષ્યંત જ્યારે હવાફેર માટે સેનેટોરિયમ જવા નીકળી છે ત્યાં રસ્તામાં વિખુટા પડી ગયેલા મિત્ર સારંગનો ભેટો થાય છે. અહીથી કથાનો પ્રવાહ બદલાય છે અને કથા વર્તમાન અતીતમાં ઝોલા ખાય છે.

કથાનું ઘટનાચક્ર સતત ગતિમાન રહે છે. ભાવકના ચિતપ્રદેશને જકડી રાખે છે. લેખક, કથાનું મુખ્ય બળ સંઘર્ષ નિરૂપણની કસોટીમાંથી પાર ઉતર્યાની અનુભુતિ થાય છે. સારંગ અને દુષ્યંત બે પુરૂષ પાત્રોની મૈત્રી સ્ત્રી પૂર્વીને અન્યાય કરી બેસે છે એ વાતને એક સ્ત્રીત્વના સ્વમાન સુધી લઇ જવાની ઘટના કૃતિનું કરુણ પાસું છે. તો પૂર્વીની આંખ 'ખાલીછીપ' જેવી રાખવાના કોલ આપનાર દુષ્યંત પોતે મનોદશાથી પીડાય છે. 'દુષ્યંતે પૂર્વીને ધીમેથી કહ્યું : પૂર્વી, મેં મનોમન કહેલું કે તારી છીપ જેવી આંખો ખાલી રાખીશ. જીવનપર્યંત. પણ તેમ હું ન કરી શક્યો એનું મને દુ:ખ છે,તારી ખાલીછીપમાં મેં વિષાદ અને પીડા ભરી દીધાં' આમ, કથાના ત્રણે પાત્રો પીડીત છે. છતાં પણ પરસ્પરમાં પ્રબળ ભાવાવેગ ઉત્કટ રીતે

આલેખાયેલો છે. આથી જ લેખકની અન્ય કૃતિઓથી અલગ ભાત પાડતી આ નવલકથા ગુજરાતી સાહિત્ય માટે નોંધપાત્ર બની રહે છે.

રાજેશ અંતાણીની છેલ્લી નવલકથા 'સંધીરેખા' ૨૦૦૩માં પ્રગટ થાય છે. લેખક ફરી એકવાર વ્યક્તિના આંતરસંઘર્ષની કથા લઈને આપણી સમક્ષ આવે છે. પ્રસ્તુત કથામાં માનસિક રીતે વારંવાર આઘાત જન્માવતું પાત્ર વસુધાના આંતરસંઘર્ષની કથા લઈને આપણી સમક્ષ આવે છે. પ્રસ્તુત કથામાં માનસિક રીતે વારંવાર આઘાત જન્માવતું પાત્ર વસુધાની આસપાસ કથા મંડરાય છે. સર્જકના શબ્દોમાં 'રાજકોટની ગોંધીયા હોસ્પીટલના એક ખુણામાં બેંચ પર બેઠેલી મનોવિચ્છિન્ન સ્થિતિમાં આધેડવયની એક સ્ત્રીને જોઈ. એની આ સ્થિતિ, એના હાવભાવ જોઈને મનમાં ઘણાબધા પ્રશ્નો ઊપસ્યા. સ્થિતિને સમયમાં મૂકતાં એક એવો ખ્યાલ મનમાં બંધાયો કે આપણે બે સમયમાં જીવીએ છીએ : ભૌતિક સમય અને ચૈતસિક સમય અહીં આ સ્ત્રીના મન પર સંઘાત જનમ્યો હશે. જેને કારણે એ બે સમયની સંધિરેખા વચ્ચે વહેંચાઈ ગઈ છે. વસુધાનું પાત્ર કેન્દ્રમાં છે. એના પતિ–પુલિનના મૃત્યુ પછે જીવનમાં પ્રસરેલો અવકાશ–બાળકોની સ્થિતિ–બધું અચાનકજ. પતિ સાથે જોડાયેલો સમય અને સંતાનોની સાથે પતિ વિનાનું શેષ જીવન–એ બે સમયનું પરિમાણ આ નવલકથામાં જાળવી–સાચવી–સમજીને લખાયું છે.'નાયિકા વસુધા પોતાના પતિ પુલિનના મૃત્યુને સ્વીકારી શકતી નથી. તેની સ્મૃતિઓ વારંવાર તેના માનસ પર છવાઈને પોતાના હોવાનો અહેસાસ કરાવે છે.

કથાને લેખકે અતીત–વર્તમાનના ફલક પર નિરૂપી છે. વર્તમાનની વસુધા અને ભુતકાળની વસુધા, તેના સંસ્મરણો. આ માટે લેખક કથાના મધ્યભાગને વિસ્તારે છે. પુત્રી રીમાને ત્યાં જતી વેળાએ ટ્રેનમાં વસુધાનું ચિત ટ્રેનની ગતિ સાથે પુલિન સાથેના સંસ્મરણો લયબદ્ધ રીતે તેના માનસપટ પત્રક છવાય જાય છે. બેનપણી પારુ સાથેનું સખીપણું તેના ચિતને કોઈ આહલાદ સૃષ્ટિમાં લઈ જાય છે. પુલિન સાથે લગ્ન થયા પહેલા મુગ્ધભાવે વિચરતી વસુધા અને લગ્નબાદ સુખી દામ્પત્યજીવનમાં રાચતી વસુધા ભાવકચિત પર છવાઈ જાય છે.

આમ, રાજેશ અંતાણીની નવલકથાઓમાંથી પસાર થઈએ છી ત્યારે સર્જક તરીકે તેમની ઘણી બધી લાક્ષણિકતાઓ નજરે ચઢી આવે છે–જેમકે તેમના પાત્રો સંવેદનથી ભરપુર છે. પછી એ ઋતુ–શેખર હોય કે સારંગ–દુષ્યંત–પૂર્વી હોય, તો વળી વસુધા, અભિષેક, જસવંત આ બધા પાત્રો તીવ્ર ભાવાવેગથી આલેખાયેલા છે. પુરક પાત્રોના નિરૂપણમાં પણ લેખકે કલાત્મક વિનિયોગ કર્યો છે. જે તે પ્રસંગે, પરિસ્થિતિમાં સહાયક તરીકે લેખક ક્યાંય વિસ્તરી બન્યા નથી. લેખકનું બીજું નોંધનીય પાસુ એ રહ્યું છે કે તેમની કથાનો વેગ પ્રબળ છે. તેઓ ઘટનાને ઝડપથી એટલી તીવ્ર ગતિથી નિરૂપે છે કે ભાવક સતત તેનામાં રસજ્ઞ બની રહે છે. કથા સાથે સમય અને કલરના પરિમાણોને એવી રીતે વણી લીધા છે કી ક્યારેક તો સમગ્ર પ્રતિકાત્મક બની રહે છે. સર્જકભાષા સરળ અને ભાવવાહી છે. કચ્છ પ્રદેશની ભાષા પ્રયોજે છે પણ સાથે તેનો અનુવાદ મુકીને આગવી સુઝ બતાવી છે. તેમના પ્રતિકો પણ કૃતિના પિંડમાંથી જ ઉપસે છે. એ જ રીતે વર્ણનોમાં ભારજલ્લા શબ્દો કે ઉક્તિઓને સ્થાન નથી. આલંકારિક શૈલી છે પણ એ કથાના વેગને પ્રવાહી બનાવવામાં ઉપકારક નીવડે છે. તેમની નવલકથાઓમાં મોટાભાગે જીવનમાં રહેલા લાગણીના વિવિધ સંબંધો કલાત્મક રીતે રજુ થાય છે. સંબંધોના અવનવા પરિમાણો સર્જવા મથતા રાજેશ અંતાણી પાસેથી આવનારા સમયમાં વધુને વધુ કથાઓ ગુજરાતી સાહિત્યને મળે એજ તેમની સાર્થકતા હશે–હોવી જોઈશે.

---

**ડૉ. ભાવેશ જેઠવા, આસિ. પ્રોફેસર, ગુજરાતી વિભાગ, શ્રી શ્યામજી કૃષ્ણ વર્મા કચ્છ યુનિવર્સિટી, ભૂજ (કચ્છ)**

---

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# હરેશ પંચોલી: મનોવૈજ્ઞાનિક સિદ્ધાંતોનું સાહિત્યમાં પ્રયોજન – સંભાવનાઓ અને મર્યાદાઓ

## (૧) પ્રસ્તાવના :

સંસ્કૃતિની શરૂઆતમાં જયારે બધા શાસ્ત્રો, વિજ્ઞાનો માત્ર તત્ત્વજ્ઞાનની આસપાસ વિચારવામાં આવતા હતા ત્યારે રૂડોલ્ફ ગોકલે દ્વારા 'Psychology' શબ્દનો ઉપયોગ કરાયો હતો. શબ્દ વ્યુત્પત્તિશાસ્ત્રની દ્રિષ્ટએ 'Psyche' શબ્દનો અર્થ આત્મા થાય છે. અને 'Logos' શબ્દનો અર્થ વિજ્ઞાન થાય છે. આથી શરૂઆતની વ્યાખ્યા મનોવિજ્ઞાનને આત્માના વિજ્ઞાન તરીકે આપવામાં આવી હતી. ત્યારબાદ મનોવિજ્ઞાને 'મન' ના વિજ્ઞાનને તરીકે ઓળખવામાં આવ્યૂં. ગ્રીક તત્ત્વચિંતનમાં 'Psyche' શબ્દ મન અને આત્મા એમ બંને અર્થમાં વપરાયેલો છે. અને તેથી કેટલાક ચિંતકો મનોવિજ્ઞાનને મન અને માનસિક ક્રિયાનો અભ્યાસ કરતા શાસ્ત્ર તરીકે ઓળખતા. હોફડીંગના મતે મનોવિજ્ઞાનના અભ્યાસમાં જ્ઞાન, લાગણી અને પ્રવૃતિનો સમાવેશ થાય છે. આ ત્રણેય બાબતો મનની ક્રિયા છે. ભૌતિકવાદીઓ પ્રમાણે મન એ મગજની એક પ્રવૃતિ છે, અનુભવવાદીઓ મનને ચેતનાનો સમૂહ ગણે છે. અને બુદ્દિવાદીઓ મનને માનિસક શકિતઓ, ક્રિયાઓ અને મનોવ્યપારનો સમૂહ માને છે. ત્યારબાદ વિલ્હેમ વુંટ, ટીચનર અને અન્ય રચનાવાદીઓએ મનોવિજ્ઞાનને 'ચેતનાનું' નું વિજ્ઞાન માન્યું હતું મનોવિજ્ઞાનનું મુખ્ય કાર્ય માનવ–પ્રાણી ચેતનાના ઘટકોનું પૃથક્કરણ કરવાનું છે. ત્યારબાદ વર્તનવાદના પ્રણેતા મનોવિજ્ઞાનિક વોટ્સન મનોવિજ્ઞાનને વર્તનનું વિજ્ઞાન માનતો હતો. આમ આધુનિક મનોવૈજ્ઞાનિકો પણ મનોવિજ્ઞાનને વર્તનનું વિજ્ઞાન માને છે.

પાશ્ચાત્ય મનોવિજ્ઞાન અને ભારતીય પરંપરાગત મનોવિજ્ઞાનમાં સામ્યતા જોવા મળે છે.'તારી જાતને ઓળખ' આ પ્રકારની ઝંખના દરેક વ્યકિતનમાં જોવા મળે છે. ભારતીય ઋષિમુનિએ અને શાસ્ત્રોકારોએ આ ઝંખનાને સંતોષવાના, પોતાની જાતને ઓળખવાના પ્રયાસ કર્યા છે અને આમાં જ દરેક વ્યકિતનાં સર્જનાત્મક પાસાંઓ રહેલા છે. ભારતીય તત્ત્વજ્ઞોએ સુષુપ્તિ, સ્વપ્ન, જાગૃતિ અને તુર્ય એમ ચાર અવસ્થાઓનું અસ્તિત્વ સ્વીકાયું છે અને બહુ લાંબા સમય પછી ફ્રોઈડ, યુંગ અને બીજા મનોવૈજ્ઞાનિકોએ આ ખ્યાલ સ્વીકાર્યો છે. આ લોકોના મતે બોધ સ્તરની તુલનામાં અબોધ સ્તર વિશાળ, ઊંડુ અને અગાધ છે. આ અબોધ મનમાં મૂળ વૃતિઓ, સામાજીક જરૂરતો, આવેગો, વર્તન પાછળની કામના, વિનાશવૃતિ વગેરે રહેલા હોય છે. આ તમામ બાબતો થકી સાહિત્યકારો, કવિઓ, લેખકો, સર્જકો પોતાની સર્જનાત્મકતા સમાજમાં રજૂ કરતા હોય છે. મનોવિજ્ઞાનની ભાષામાં આ વર્તનનો એક પ્રકાર જ છે.

જર્મન કૌતુકરાગી (Romanticism) વૈજ્ઞાનિકપરંપરાઓએ ફ્રોઈડ ઉપર પ્રત્યક્ષ અસર જન્માવી છે. ફ્રોઈડના માનવસ્વભાવના અભ્યાસ માટે અભિરૂચિ અને સૂઝમાં ગએટેનો અને જર્મન સાહિત્યનો ફાળો નાનોસૂનો નથી, વ્યકિત ઈતિહાસ પદ્ધતિનું માળખું ફ્રોઈકડને આ સાહિત્યમાંથી મળ્યું ફ્રોઈડની

ભાષાકિય શાબ્દિક રજૂઆતમાં કુશળતા તેમજ વેધકતા તેમજ શબ્દોનો વૈજ્ઞાનિક પરિભાષામાં ઉપયોગ કરવાની સૂઝ તેને સાહિત્યના અભ્યાસમાં સાંપડયા હતા. તેમાં મનોવિજ્ઞાનમાં રહેલા કેન્દ્રૃતી ખ્યાલો પ્રેરણા, આવેગ, સંઘર્ષ વગેરે કળા અને સાહિત્યમાં કેન્દ્સ્થાન ધરાવે છે.

## (૨) સિધ્ધાંતોની પરિભાષા :

1. "જેના દ્વારા હકીકતોની સમજૂતી આપી શકાય અને ભાવિ બનાવો તેમજ પ્રયોગોનાં પરિણામોની આગાહી કરી શકાય એવું વૈજ્ઞાનિક સામાન્યીકરણ"
2. "સિધ્ધાંત એટલે વિજ્ઞાનના સંશોધનમાં એક પ્રકારની વિધિસરની વૈચારિક પ્રકિયા, જે આનુભિવક પ્રક્રિયાથી વિરોધી છે"
3. "સિધ્ધાંત એટલે આનુભિવક ધટનાઓની સમજૂતિ અથવા સ્પષ્ટીકરણ અર્થે આ ધટનાઓ ઉપરથી તારવેલો સામાન્ય નિયમ"
4. "પરિવર્ત્યો વચ્ચેના સંબંધોને સમજાવતી કલ્પનાને પુરાવાઓનો ટેકો મળતો હોય તો તે કલ્પનાને સિધ્ધાંતનો દરજ્જો મળે છે"
5. "સિધ્ધાંત એટલે એવા વિધાનો કે જેમાથી મોટી સંખ્યામાં આનુભિવક નિરીક્ષણો તારવી શકાય"

## (૩) સાહિત્યમાં મનોવૈજ્ઞાનિક સિધ્ધાંતોના પ્રયોજનની સંભાવનાઓ :

### (૩.૧) ડૉ. સિગમંડ ફ્રોઈડ :

**મનોવિશ્લેષણઃ**– દર્દી કોઈની પ્રત્યે જે માન, પ્રેમ, ધિક્કાર કે વિરોધની લાગણીઓ અનુભવતો હતો તે ભાવગ્રંથિઓની અભિવ્યકિત સાહિત્યમાં વિવિધ કથાઓ કે પાત્રોમાં સંક્રમિત થતી. આપણે જોઈ શકીએ છીએ જેનો ઉકેલ મનોવિશ્લેષણમાં ઉપચાર દરમ્યાન લાવવામાં આવે છે. સવિશેષ અંગ્રેજી સાહિત્યમાં વિખ્યાત સાહિત્યકાર શેક્સપિયરની રચનાઓમાં પાત્રોમાં વિવિધ મનોવૈજ્ઞાનિક સંઘર્ષો અને વિવિધ પ્રકારના વર્તનો દ્વારા તેની અભિવ્યકિત દર્શાવવામાં આવી હોય છે. ઉદા. શેકસપિયર રચિત નાટકમાં "મેકબેથ" માં લેડી મેકબેથ વારંવાર હાથ ધોવાનું કાર્ય કરતી દર્શાવવામાં આવે છે. આ અસાધારણ મનોવિકૃતિ અનિવાર્ય ક્રિયાદબાણની બિમારી તરીકે ઓળખવામાં આવે છે. જે વ્યકિત આંતરિક રીતે તીવ્ર વધારે પડતા પ્રમાણમાં અપરાધ ભાવ અનુભવતી હોય તે સ્વચ્છતાના આગ્રહી હોય છે અને વારંવાર હાથ ધોવાની ક્રિયા મનમાં ઉદ્ભવેલા સંઘર્ષો પાપ ધોવાની ક્રિયાનું પરિણામ હોય છે. અમુક પ્રકારના વિચારો કર્યા વગર માણસ રહી ના શકે, જેને અનિવાર્ય મનોદબાણ કહેવામાં આવે છે તે પણ સાહિત્યમાં સવિશેષ જોવા મળે છે.

સ્વપ્ન પૃથ્થકરણઃ– ફ્રોઈડે કહયું છે કે સ્વપ્નમાં જે પ્રગટ પાસું હોય છે તે તો તેની પાછળ રહેલા ગુપ્ત પાસાં ઉપરનો અચંળો છે. પ્રગટ સ્વપ્ન તો તેની પાછળ રહેલ ગુપ્ત, અપ્રગટ ઈચ્છાઓને વ્યકત કરે છે. Psycho-Pathology of Everyday Lifeમાં ફ્રોઈડે દર્શાવ્યૂં છે કે બોલવામાં, લખવામાં કે સ્મરણમાં જે ક્ષતિઓ થાય છે તે આકસ્મિક, સ્વાભાવિક કે અર્થહિન હોતી નથી. તેની પાછળ અપ્રગટ અજ્ઞની ઈચ્છાઓ, ગ્રંથિઓ રહેલી હોય છે.આ બાબતની સાબિતિ પણ આપણને સાહિત્યમાં જોવા મળે છે. સ્વપ્ન પ્રકિયા વિકૃતિકરણનું ઉત્તમ ઉદાહરણ છે. અબોધ વાસનાઓ છદ્મવેશે પ્રતિકો રૂપે સ્વપ્નમાં પ્રગટ થાય છે. અબોધ તત્વને વાસ્તવિક જગત સાથે સંબંધ નથી. તે અબોધ હોવાથી અનુભવોમાં તેમનું ધ્યાન રહેતું નથી. ભવિષ્ય વિશે કરેલી કલ્પના કે ભૂતકાળમાં થયેલા અનુભવ બંને સ્વપ્નમાં વર્તમાનમાં બનતી ધટનાઓના રૂપમાં રજૂ થાય છે. અબોધમાં નકાર કરવાની શકિત હોતી નથી, એટલે તે પરસ્પર વિચારો વચ્ચેની અસંગતિ પારખી શકતું નથી, પરિણામે એક જ પ્રતિક કેટલીકવાર એક વિચાર અને તેના વિરોધી બંનેને રજૂ કરતું હોય છે. બધા જ સ્વપ્નો ઈચ્છાપૂર્તિના નથી હોતા, કેટલાક દુઃખદ,

ભયજનક કે ડરામણા હોય છે. કેટલાક સ્વપ્નોમાં તીવ્ર સંઘર્ષ પણ પ્રગટ પામે છે. આવા સ્વપ્ન આવે ત્યારે અહમ ડરી જાય છે. વ્યકિત ઊંધમાંથી પણ જાગી જાય છે.

**સુખ સિધ્ધાંતઃ**– ફ્રોઈડે સુખતત્વને મહત્વનું સ્થાન આપ્યું છે. તેના મતે મનષ્યની દરેક પ્રકારની પ્રવૃતિ સુખને પ્રાપ્ત કરવા અને અસુખને ટાળવાના હેતુથી જ પ્રેરાયેલી હોય છે. માનસતંત્રમાં રહેલી ઉત્તેજનાને ઘટાડવા કવિઓ, સાહિત્યકારો અને સર્જકો પોતાના લેખ, રચના અથવા કૃતિનો સહારો લેતા હોય છે. જાતિયતા સાથે સંબંધિત રચનાઓમાં કે લેખોમાં ફ્રોઈડના મતે કામશકિત કામ કરતી હોય છે. આ કામશકિત માત્ર બાહય પદાર્થો પ્રત્યે નહિ, વ્યકિતની પોતાની પ્રત્યે પણ વળે છે. પોતાની જાત સાથે જ મોહમાં પડવાના વલણને ગ્રીક દંતકથાના નાયક નારસીસના નામ ઉપરથી તેને 'નારસીસીઝમ' તરીકે ઓળખાવ્યું છે. જયારે જે સાહિત્યકારો, સર્જકો, લેખકો કે કવિઓ ની રચના જાતને પીડા આપતી, નુકસાન કરતી, ઈર્જા કરતી, ઉતારી પાડતી, નાશ કરતી વગેરે પ્રકારની હોય તો તેને ફ્રોઈડ મૃત્યુ પ્રેરણાની મૂળવૃતિ સાથે સરખાવે છે.

મનોવિજ્ઞાન ના વિવિધ સંપ્રદાયો કે વિચારધારાઓ અંતર્ગત મનોવિશ્લેષણ સંપ્રદાયમાં પ્રેરણા, આવેગ અને સંઘર્ષની અનુભૂતિ અને અભિવ્યકિતનું વિષદ વિશ્લેષણ કરવામાં આવ્યું છે. સાહિત્યમાં સવિશેષમાં પ્રેરણા, આવેગ અને સંઘર્ષનું વિવિધ સ્વરૂપોમાં થતી અનુભૂતિ અને અભિવ્યકિત જ પ્રગટ થતી હોય છે જે પણ સાહિત્ય અને મનોવિજ્ઞાનને જોડવાનું સહજ કારણ બને છે. સાહિત્ય એટલે મનનું પ્રતિબિંબ દર્પણ.

## (૩.ર) કાર્લ ગુસ્ટાવ યુંગ :

યુંગના મતે સાહિત્યકારોની પ્રર્વતમાન પરિસ્થિતિ, તેના ધ્યેયો અને આકાંક્ષાઓ, મનોવલણો વગેરેનો ઉલ્લેખ તેના વર્તનને સમજવા માટે જરૂરી છે. યુંગે તેની વિચારસરણીમાં કારણત્વ અને હેતુત્વ, ભૂતકાલીન અનુભવો અને ભવિષ્ય વિશેની આકાંક્ષા બંનેનો સુમેળ કર્યો છે. યુંગે જીવન શકિતનો ખ્યાલ આપ્યો, જીવન શકિતનું રૂપાંતરણ કરનારા મનોવૈજ્ઞાનિક તંત્રને યુંગ 'પ્રતિક' કહે છે. સર્જકો ચિન્હો અને શબ્દો દ્રારા પોતાની બાબતોને રજૂ કરે છે. અપરિચિત બાબતોનું અર્થઘટન પ્રતિકોની મદદથી થાય છે. પ્રતિકો માનવ મનના અબોધ સ્તરમાંથી પ્રગટે છે. પ્રતિકોની રચના વિચારપૂર્વક નહિ પરંતુ સ્વંયભૂ રીતે થાય છે. સર્જકોમાં આ બાબત રચનાત્મક પ્રવૃતિઓમાં માર્ગદર્શક બને છે.

યુંગે 'ભાવગ્રંથિનો' નો શબ્દ વહેતો કર્યો, ભાવગ્રંથિ એટલે વ્યકિતગત અબોધમાં રહેલી લાગણીઓ,વિચારો, પ્રત્યક્ષો અને સ્મૃતિઓના વ્યવસ્થિત સમૂહ કે શકિતપૂંજ છે. આ ભાવગ્રંથિ દરેક સાહિત્યકાર, સર્જક, લેખક કે કવિમાં હોય છે. જે ભાવગ્રંથિ વધુ પ્રબળ હોય તે રીતે સાહિત્યકારો પોતાની રચના રચતા હોય છે. જેમ કે પ્રેમ, આક્રમકતા, રહસ્ય વગેરે. યુંગના મતે સર્જકોમાં ચાર પ્રકારના આધસંસ્કાર હોય છે. (૧) મહોરુ – 'Persona' (ર) છાયા – 'Shadow' (૩) પુરૂષ શકિત – 'Anima' (૪) સ્ત્રી શકિત – 'Animus'. આ ચાર સંસ્કારોમાંથી જે સંસ્કાર પ્રબળ હોય છે તેવી કૃતિનું સર્જન સર્જકોમાં જોવા મળે છે.

યુંગના મતે અંતર્મુખી વ્યકિતત્વ ધરાવતા સાહિત્યકારો પોતાની કૃતિ સમાજ દ્રારા થતા અત્યાચારો, સંઘર્ષો, એકલતા, સમાજમાંથી ન મળતા ન્યાય ના પ્રશ્ન સાથે જોડાયેલી હોય છે અને તદ્ર તેનાથી વિરુધ્ધ પ્રકારની કૃતિ બહિર્મુખી વ્યકિતત્વ ધરાવનારની હોય છે.

## (૩.૩) આલ્ફ્રેડ એડલર :

એડલરે માન્યું કે માનવવર્તનનાં પ્રેરકો સામાજિક છે અને તેથી એડલરે સામાજિક પરિબળો અને સામાજિક અભિરૂચિને મહત્વ આપ્યું. એડલરના મતે દરેક વ્યકિત તેનાં પ્રેરકો, વ્યકિતત્વ ગુણો,

અભિરૂચિઓ, મૂલ્યોનું વિશિષ્ટ સંગઠન છે અને વ્યકિતના દરેક વ્યવહાર ઉપર તેની વિશિષ્ટ જીવનશૈલીની છાપ હોય છે. એડલરનો સિધ્ધાંત બતાવે છે કે સાહિત્યકારોમાં પોતાના એક ગુણ હોય છે. તે ગુણને ધ્યાનમાં રાખી સાહિત્યકારો પોતાની રચના રજુ કરતા હોય છે. તેમાં પોતાની અભિરૂચિ પણ સંકળાયેલી હોય છે. પણ આ સિધ્ધાંત મુજબ સર્જકો સમાજની બાબતોને ધ્યાનમાં રાખી ને પોતાની કૃતિ રજુ કરતા હોય છે. મનુષ્ય મુખ્યત્વે સામાજીક છે. તેનામાં ઉત્પન્ન થતી લઘુતાઓ માત્ર જાતીય બાબતો પરત્વે જ હોતી નથી. શારીરિક અને મનોવૈજ્ઞાનિક બધી બાબતો પ્રત્યે લઘુતા અનુભવાય છે, એટલે કે દરેક જાતીયતા ઉપર લખાયેલી કૃતિ કામપ્રેરણામાંથી હોતી નથી. માનવી ધ્યેય, માન્યતા અને મહત્વકાંક્ષા સાથે જોડયેલો છે. માનવીનું અંતિમ ધ્યેય વાસ્તિવક ન હોય, કાલ્પનિક પણ ન હોય, સિધ્ધ ન થઈ શકે તેવું અશકય હોય છતાં માનવી તે વિચારને વેગ આપવા માટે સાહિત્યિક રચના રચી તે વિચારને ગતિ આપવાનો પ્રયત્ન કરે છે. ટૂંકમાં સાહિત્ય સર્જન પાછળનું એક કારણ ક્ષતિપૂર્તિ પણ હોય શકે છે.

એડલરે 'શકિત માટેની ઝંખના' નો ખ્યાલ દાખલ કર્યો. સ્ત્રી અને પુરુષ બંને તેમની અયોગ્યતા, નબળાઈ અને લઘુતા ઢાંકવા માટે વધારે પડતા પુરક પ્રયત્ન કરે છે. આ પ્રયત્નો આક્રમકતા, પ્રેમ, નાયક, વિરોધી ભાવના, હિંસા, સામાજીક ન્યાય, સ્વાર્થ, અભિમાન, સંતોષ વગેરે દ્રારા સાહિત્યમાં રજૂ થાય છે.

## (૩.૪) ઓટો રેન્ક :

ઓટો રેન્ક પોતાના સિધ્ધાંતમાં બતાવે છે કે જયારે વ્યકિત સામાજિક દબાણો અને જાતીયતાના દબાણોને વશ થાય છે તે તેના વિકાસની નિમ્નતમ્ અવસ્થા કહેવાય. પરંતુ વ્યકિત પોતે પોતાના વિચારો અને આદર્શો અનુસાર વિકાસ સાધે છે ત્યારે તે આત્મચિંતન કરે છે અને આ વિચારો અને આ આત્મચિંતન વ્યકિતને કાંઈક સર્જન કરવા માટે પ્રેરે છે. આમ વિકાસની અવસ્થા મુજબ વ્યકિત જયારે આત્મચિંતનની અવસ્થાએ પહોંચે છે ત્યારે તેનામાં સર્જનાત્મક વિચારણા વિકાસ પામી ગઈ હોય છે અને તેને આધારે જ સાહિત્યકારો, લેખકો કે સર્જકો પોતાના વિચારો કોઈ રચના દ્રારા રજૂ કરે છે. જીવનમાં સતત સર્જન, વિસર્જન અને પુનસર્જનનાં પ્રયાસોને પરિણામે વ્યકિતની સર્જનાત્મક શકિત પૂર્ણ વિકાસ પામી હોય છે અને તે પોતે સ્વંય પોતાનું સ્વાયત જગત રચે છે એટલે કે તેને ગમતી કૃતિ સાહિત્યિક રચનાઓ રચે છે અને તેમા જ તે સંતોષ મેળવે છે.

સર્જનાત્મક કલાકારનું વ્યકિતત્વ સ્વાયત સંકલ્પવાળું, નવીન સંગઠન ધરાવતું પ્રબળ વ્યકિતત્વ છે. સર્જનાત્મક વ્યકિતત્વ ધરાવતી વ્યકિત આવેગો ઉપર કાબૂ ધરાવે છે અને ઈચ્છા મુજબ વ્યવહારો કરી શકે છે. પોતાની મેળે પોતે પસંદ કરેલા ધ્યેયો અનુસાર અહમ આદર્શ ઉપજાવી શકે છે. સર્જનાત્મક વ્યકિતત્વ ધરાવતી વ્યકિત જાતીય ઉતેજનાનાં જૈવિય દબાણો અને આવેગાત્મક ઉત્તેજનાનાં મનોવૈજ્ઞાનિક દબાણો ઉપર કાબુ પ્રાપ્ત કરે છે. આવા પ્રકારની વ્યકિતની રચનામાં અભદ્રતા દેખાતી નથી.

## (૩.૫) માનવતાવાદી મનોવૈજ્ઞાનિક :

અબ્રાહમ મેસ્લો પ્રેરણાના સિધ્ધાંત માટે જગવિખ્યાત છે. માસ્લોના મતાનુસાર માનવી મૂળભૂત શારીરિક જરૂરિયાતોથી જીવનની શરૂઆત કરીને ક્રમશઃ સલામતીની, પ્રેમની, આત્મગૌરવની, અને સ્વ આવિષ્કારની જરૂરિયાત સંતોષવા માટે પ્રયત્નશીલ બનતી હોય છે. માસ્લો માને છે કે જયાં સુધી નિમ્નકક્ષાની જરૂરિયાતો ન સંતોષાય ત્યાં સુધી ઉચ્ચકક્ષાની જરૂરિયાત સંતોષવા પ્રયત્નશીલ બનવું લગભગ અઘરું બની જાય છે. માસ્લોના મતે માનવી વિચારશીલ પ્રાણી છે. તેની પાસે સંકુલ એવું મગજ

છે. જેને ઉદ્દીપનની જરૂરિયાત હોય છે. આ એક બોધાત્મક જરૂરિયાત છે. વ્યકિત કોયડાઓને ઉકેલે છે અને આગળ વધે છે. વ્યકિત સ્વ આવિષ્કાર કરવા મથે છે. પોતાની શકિતનું પ્રગટીકરણ ઈચ્છે છે. આપણામાં રહેલો સાહિત્યકાર, કવિ કે કલાકાર પ્રગટ થવા મથે છે.માનવી માત્ર ભૂખ તરસથી જ દોરાતો નથી પણ એને 'કંઈક' બનવું હોય છે.

## (૪) સાહિત્યમાં મનોવૈજ્ઞાનિક સિધ્ધાંતોના પ્રયોજનની મર્યાદાઓ :

### (૪.૧) ડૉ. સિગમંડ ફ્રોઈડ :

ફ્રોઈડના તમામ સિધ્ધાંતો, રચનાઓના મનોવૈજ્ઞાનિક મહત્વનો સ્વીકાર કર્યો છે. જાતીયતા, દમન, ઈડીપસ, ગ્રંથિઓ, આત્મ, ભાવસંક્રમણ, વ્યકિતત્વ પ્રકારો અને ચારિત્ર્ય વગેરે ખ્યાલોના સંદર્ભમાં માનવવર્તનું કરેલું વિશ્લેષણ વાસ્તવિક અને સાચું છે. પરંતુ ફ્રોઈડના આ ખ્યાલોને તેના મૂળવૃતિ સિધ્ધાંતના સંદર્ભમાં નહિ, પરંતુ તેના સમયમાં પ્રવર્તમાન, સામાજિક વાસ્તવિકતાના સંદર્ભ સમજવા જોઈએ. ફ્રોઈડના મોટા ભાગના દર્દીઓ તેના સમયના પિતૃસતાક, પુરુષપ્રધાન રૂઢિચુસ્ત નૈતિક મૂલ્યોનો ઝંડો પકડી રાખનાર મધ્યમવર્ગીય સમાજમાંથી આવતા હતા.

### (૪.૨) કાર્લ ગુસ્ટાવ યુંગ :

વૈજ્ઞાનિક મનોવિજ્ઞાનના વિકાસમાં યુંગના વ્યકતિત્વ સિધ્ધાંત અને અંતર્મુખતા – બહિર્મુખતાના પાસા સિવાય કોઈ મહત્વનો ફાળો નથી. કારણ કે તેણે આદ્યસંસ્કારની વાતો કરી તે વાતો અમુક મનોવૈજ્ઞાનિકોએ ઉડાવી નાંખી છે. સાહિત્યકારો હોય કે સામાન્ય માણસ હોય પણ તેની રચના પાછળ તેનો વારસો અને વાતાવરણ બંને ભાગ ભજવે છે. દરેક સર્જક અને વ્યકિતમાં દરેક પ્રકારના ભાવો રહેલા જ હોય છે પરંતુ સાહિત્યકારો તે ભાવોને સમાજની વર્તમાન પરિસ્થિતિ પ્રમાણે વર્ણવે છે. એટલે માત્ર ભાવ જ પ્રબળ હોય તે મહત્વનું નથી પણ વ્યકિતમાં સર્જનાત્મતાનું પાસું કેટલું પ્રબળ છે તે મહત્વનું છે.

### (૪.૩) આલ્ફ્રેડ એડલર :

એડલરે પોતાના સિધ્ધાંતોમાં ઘણા પ્રશ્નો અનુત્તર રાખ્યા છે. જેમકે સાહિત્યકારોમાં સર્જનાત્મકતા શું છે. તે બતાવી શકતા નથી. માનવી પોતાના ધ્યેયોન્મુખ કેમ બને છે. તે પણ બતાવી શકતા નથી. સાહિત્યકારો માત્ર સમાજને જ ધ્યાનમાં રાખીને સર્જન કરે છે તો પછી કોઈ વ્યકિત ભૂતકાળની ઘટનાને લઈને સર્જન કરે એ કોઈ પ્રકૃતિ ઉપરનું સર્જન કરે તો તેના કયાં સિધ્ધાંત દ્વારા સમજાવી શકાય આ બાબત પણ તેના મતે રહસ્યમય છે. શું બધા જ માણસો શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતા હશે? આ પણ એક અનુત્તર પશ્ન છે.

### (૪.૪) ઓટો રેન્ક :

ઓટો રેન્ક પોતે માનતા હતા કે માનવ જ પોતાની જાતનો સર્જક હોય શકે છે. તો પછી અબોધ મનમાં પડેલા વિચારો કયાં જાય છે? ઉપરાંત પ્રતિભાશાળી વ્યકિતને કેવી રીતે અને કયાં સિધ્ધાંત સાથે જોડી શકાય? આ પણ એક પશ્ન જ છે. સર્જકો કેવી રીતે સર્જક બને છે પોતાના પ્રપત્નથી કે પછી જન્મજાત લક્ષણોથી?

### (૪.૫) માનવતાવાદી મનોવૈજ્ઞાનિક :

માસ્લોની જરૂરિયાતોનો શ્રેણીક્રમ અનેક લોકોને સ્પર્શી ગયો છે પરંતુ તેને ખાસ આનુભવિક આધાર મળ્યો નથી. આ શ્રેણીના સોપાનો બધા માટે એક સરખા રહે તેવુ બનતું નથી. એટલે કે ક્રમ બદલાય જાય છે. કેટલીકવાર તેઓ સફળતાની એટલી બધી તમન્ના ધરાવે છે કે સલામતી અને સુરક્ષાને બાજુમાં

ધકેલી દે છે પિતાને મારીને પુત્ર રાજગાદી મેળવે છે. ઈતિહાસ તેની સાક્ષી પુરે છે. સફળતા મેળવવા માટે તેઓ પોતાના સંબંધીઓનો ભોગ લે છે. કહેવાય છે કે "પ્રેમ અને યુદ્ધમાં તો બધુ જ ચાલે" અહિં પણ પશ્ન છે કે માતૃભૂમિ માટે મરી ફીટતા શહીદોને આપણે કયાં ગોઠવીશું? આત્મઘાતી હુમલો કરનાર મરી જનાર આતંકવાદીને અહીં કયા ક્રમમાં ગોઠવીશું ?

## (પ) ઉપસંહારઃ

મનોવિજ્ઞાનનાં વિવિધ સિધ્ધાંતોનો સાહિત્યમાં ઉપયોગ થાય છે. એમાં આપણે જોયું પણ એની રજૂઆતમાં રહેલી જટિલતા એ સૈધ્ધાંતિક કરતા ભાવનાત્મક વધારે લાગે છે. તમામ પ્રકારની ઊર્મિઓનું વિષદ વિશ્લેષણ મનોવિજ્ઞાન કરી શકતું નથી We all know that સાહિત્ય એ વિજ્ઞાનની આગળ જ રહયું છે. કેમ કે ભવિષ્યની કલ્પનાઓ સાહિત્યમાં ખૂબ જ અસરકારક રીતે અભિવ્યકત થતી આપણે જોઈએ છીએ.

મનોવિજ્ઞાનના મનોવિશ્લેષણવાદ સાથે સંકળાયેલા મનોવિજ્ઞાનીઓ સાહિત્યમાં રજૂ થયેલ સાહિત્યકારના ધ્રષ્ટિબિંદુને આધારે સાહિત્યકારની વિકૃતિ પ્રત્યે નકારાત્મક ધ્રષ્ટિબિંદુ ધરાવે છે. ફ્રોઈડની જાતિય દ્દિષ્ટ એ આક્રમકવૃતિનું સ્થાનાંતરણ, એડલરના મતાનુસાર લઘુતાગ્રંંથિ કે ક્ષતિપૂર્તિનું સ્થાનાંતરણ વગેરે સાહિત્યમાં થાય છે. સાહિત્યમાં વિવિધ વિષયોને ધ્યાનમાં રાખીને સર્જક કે સાહિત્યકારના રજૂ થતા દ્દિષ્ટબિંદુને હંમેશા નકારાત્મક અર્થમાં જોઈ શકાય નહિ અને તે કલાકાર કે સાહિત્યકારને વિવિધ વિષયો પરત્વે પોતાનો આગવો વ્યૂહ હોય છે. જેનાથી પોતે સ્વતંત્ર પણ હોઈ શકે છે. હા તે એ બાબતો વિશે વધુ સંવેદનશીલ જરૂર હોય શકે. અર્થાત સ્વસ્થ વ્યકિત પણ અસ્વસ્થ કે વિકૃત વર્તન તરાહો વિશે પોતાનો વ્યૂહ મૂકી શકવા સમર્થ હોઈ શકે છે જે સ્વીકારવું જ રહયું.

**સંદર્ભ સાહિત્યઃ**


1. ઢીલા, બી.ડી. (૨૦૦૨), બીજી આવૃતિ, "મનોવિજ્ઞાનના ભાગ – ૧ અને ૨", સમભાવ ચેરિટેબલ ટ્રસ્ટ, પાલડી, અમદાવાદ.
2. પરીખ, બી. એ. (૨૦૦૧), ચોથી આવૃતિ, "મનોવિજ્ઞાનના સંપ્રદાયો અને સિધ્ધાંતો", યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, ગુજરાત રાજય, અમદાવાદ.
3. પરીખ, બી. એ. અને સહલેખકો (૨૦૦૯), છઠ્ઠી આવૃતિ, "મનોવિજ્ઞાનબુક ધોરણ – ૧૧", ગુજરાત રાજય પાઠય પુસ્તક મંડળ, ગાંધીનગર.
4. પટેલ, સી. પી. (૧૯૯૧), પ્રથમ આવૃતિ, "સામાન્ય મનોવિજ્ઞાન", યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, ગુજરાત રાજય, અમદાવાદ.
5. ભટ્ટ, કે. કે. (૧૯૮૧), પ્રથમ આવૃતિ, "વ્યકિતત્વના સિધ્ધાંતો", યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, ગુજરાત રાજય, અમદાવાદ.
6. ત્રિવેદી, એમ. એમ. (૧૯૯૮), દ્વિતિય આવૃતિ, "મનોવિશ્લેષણ શાસ્ત્ર", યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, ગુજરાત રાજય, અમદાવાદ.



**પ્રા. ડૉ. હરેશ ડી. પંચોલી, મનોવિજ્ઞાન વિભાગ, એમ.એન.કોલેજ, વિસનગર**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# નરેશ વાઘેલા : વાર્તાકળા પ્રત્યેની પ્રતિબદ્ધતા

મોહન પરમાર આધુનિકોત્તર સમયગાળાના મહત્વના વાર્તાકારોમાંના એક છે.સામાજિક પ્રતિબધ્ધતા ભારોભાર છતાં કળા વિશેની પ્રતિબધ્ધતા એમનામાં જોખમાતી જણાઇ નથી.આર્થિક–સામાજિક વિષમતાને કારણે હાંસિયામાં ધકેલાઇ ગયેલા મનુષ્યની વેદના, વ્યથા ગ્રામીણ તેમજ શહેરી સ્ત્રી–પુરુષના જટિલ સંબંધો શૈશવ તથા કિશોરવયનું સંકુલ ભાવજગત, શોષણનો ભોગ બનેલ છેવાડાનો માણસ તેમજ સંર્ઘષરત નારીઓની અજંપાસભર વ્યથા, કોમવાદી સંવેદનાની યાતના – આમ સમકાલીન વાસ્તવના નકકર સામાજિક સંદર્ભે એમની કુશાગ્ર દ્રષ્ટિ વિસ્તરી છે.સામાજિકતા પરની પ્રભાવી પકડ હોવાની સાથે સંકુલ મનુષ્ય સંવેદનાને ઊંડાણથી સ્પર્શવાની એમની નિરૂપણરીતિ પ્રશસ્ય છે.

મોહન પરમાર પાસેથી પાંચ સંગ્રહો મળે છે. 'પોઠ' એમનો ચોથો વાર્તાસંગ્રહ છે. આ અગાઉ 'કોલાહલ' 'નકલંક', 'કુંભી' અને 'પાંચમો અંચળો' સંગ્રહ પ્રગટ થયાં છે.

'પોઠ' સંગ્રહની અઢાર વાર્તાઓમાંથી પસાર થતાં એમનો વાર્તાકાર તરીકેનો ક્રમિક વિકાસ જોવા મળે છે. 'ભાગોળ' અને 'વેશપલટો' આ બંને વાર્તાઓમાં કોમવાદની ઘટના, 'ખળી' વાર્તામાં તમાકુ ખાંડનાર વર્ગની કફોડી અવદશા, 'અશ્વપાલ પીંગળા અને કાનાજી' વાર્તામાં ભવાઈ વેશ ધારણ કરતાં ભવૈયાઓની સંવેદના, 'આંચકો' વાર્તામાં ભુકંપની દુર્ઘટના સાથે નવીનના મૃત્યુની ઘટના J u x t a p o s e થઈ છે. 'મરણગતિ' વાર્તામાં મૃત્યુવિષયક સંવેદન સાથે ચમત્કારનું નિરૂપણ થયું છે. 'કાયર' વાર્તામાં દલિત સમાજના લોકોની ઈર્ષા, વેરઝેર, ગ્લાનિ વગેરેનું નિરૂપણ થયું છે. 'લાગ' વાર્તામાં વેર વાળવાની વૃત્તિ સામાજીક– ધાર્મિક અવહેલના દ્વારા વ્યકત થવા પામી છે. 'પોઠ' વાર્તામાં ગુરૂશિષ્યના અહમદ્વેષનાં ચિત્રો સર્જાયાં છે. જેને લેખકે સુક્ષ્મભાવથી વ્યકત કરવાનો પ્રયત્ન કર્યો છે. 'રઢ' વાર્તા ઊંચનીચના ભેદભાવને દર્શાવે છે. 'આંગણું' ગામડાના લોકોમાં રહેલા વેરઝેર, દ્વેષ અને સાથે માનવતાવાદી અભિગમને પ્રગટાવતી વાર્તા છે. 'લુણો' વાર્તા માણસને લાગતા લુણાને કલ્પનપ્રયુકિતના વિનિયોગ દ્વારા દર્શાવાતી વાર્તા છે.

૧૯૯૨ અને તે પછી થયેલા કોમવાદી હુલ્લડોની દુર્ઘટના 'વેશપલટો' અને 'ભાગોળ' વાર્તામાં આલેખાઇ છે. કોમવાદ માણસને પશુ બનાવે છે. તેથી હિન્દુ મસ્જિદ તોડવા અને મુસ્લિમ મંદિર તોડવા ઝનુની બને છે. આ કૃતિનો નાયક રહિમખાં વાર્તાન્તે એટલું તો સમજે છે કે "દોનો મે કયા ફર્ક હૈ!" કોમી સંવેદનાનો કેવા તીખો અને વાસ્તવલક્ષી સ્વર આ પ્રતિભાવમાં પ્રગટે છે. માટે હનુમાનનું મંદીર તોડવા તત્પર સુલેમાનને તે રોકે છે. તેની સંવેદના આ રીતે પ્રગટે છે. "તું મસ્જિદ ખોદ રહા હૈ!" રહીમખાં જાણે છે કે ક્રોધે ભરાઇને પોતે પત્ની શકીલાબાનુને મારવા દોડયો ત્યારે શકીલાબાનુ જો મંદિરમાં ન છુપાઇ

હોત તો પોતે ક્રોધમાં શું નું શું કરી બેઠો હોત ! કોમવાદી અભિગમને દર્શાવતી આ વાર્તામાં રહીમખાંના મનોસંચલનો સરસ અભિવ્યકિત પામ્યાં છે.

'ભાગોળ' વાર્તામાં હુસેનઅલી અને મંદિરના પુજારીને કેન્દ્રમાં રાખી હિન્દુ–મુસ્લિમની અતિસંવેદનશીલ સામાજીક વિટંબણાને–એમના ભેદભાવને લેખકે સંયમિત કલમે અભિવ્યકત કરી છે. અહી હિન્દુ–મુસલમાન વચ્ચેના નવા સંબંધો વ્યકત થતાં જોવા મળે છે.

'ખળી' વાર્તા તમાકુ ખાંડનારાઓની દયનીય સ્થિતિમાં પ્રગટતાં દલિત સંવેદનનો અનુભવ કરાવે છે. તમાકું ખાંડવું એટલે રોગને નિમંત્રણ આપવું પણ અહી તો શેઠને એ તમાકુની ખેતી કરી ખળીમાં તમાકું ખાંડી પૈસા ઊભા કરવા છે, તેને લોકોની જિંદગી સાથે શું નિસબત? આખી વાર્તા પ્રથમ પુરૂષ કથનકેન્દ્રમાં ભયગ્રંથિના વિષયરૂપે સબળ કલમ દ્વારા લેખક અભિવ્યકત કરી શકયાં છે.

ગ્રામચેતના હજીપણ ભવાઇના ખેલોમાં ધબકતી અનુભવાય છે.'અશ્વપાલ, પીંગળા અને કાનાજી' વાર્તામાં આવા ભવૈયાઓના જુદાં જુદાં વેશની ઘટના નિરૂપાઇ છે. કાનાજી પીંગળાને ખુબ પ્રેમ કરે છે. પીંગળાનું પાત્ર ભજવનાર તો પુરૂષ જ છે. મફોતૂરી કે જે હોથલ પદમણી,પીંગળા જેવા ભવાઇ વેશમાં પાત્રો ભજવે છે. એટલે મફોતૂરી નહિં પણ તેના ભવાઇ વેશે રહેલા પાત્ર પિંગળાને કાનાજી પ્રેમ કરી બેસે છે. કાનાજીનું વર્તન હાસ્ય જન્માવે છે. તે પિંગળાને બાહુપાશમાં જકડવાનો પ્રયત્ન કરે છે, પણ મફોતૂરીનો અસ્સલ ચહેરો પ્રગટ થતા, છાતીએ મુકેલા ડૂચાનો અજબ સ્પર્શ અનુભવતા કાનાજી પર સવાર થયેલા પિંગળાનો નશો ઉતરવા માંડે છે. શેષમાં કાનાજી પોતાની પત્ની જીવુબાને– "હટ રાંડ પીંગળા" કહી બેસે છે અહીં ભર્તૃહરિનો સંકુલ ઉદ્ગાર પ્રગટતો જોવા મળે છે.

વેરની અતૃપ્તિ અને ઈર્ષ્યાભાવને વ્યકત કરતી 'લાગ', 'રઢ' વાર્તાઓને જોઇ શકાય. પ્રથમ પુરુષ કથનકેન્દ્રમાં રચાએલી 'રઢ' વાર્તામાં દલિત સંવેદન કેન્દ્ર સ્થાને છે. જશુભા ગામનો મુખી જે દર વર્ષે દશેરાના દિવસે ઘોડાદોડ રાખે છે. જેમાં જેઠો મેઘવાળ જે દલિત છે એણે પણ ઘોડા દોડાવવામાં ભાગ લીધો. રણવીરે તેને ખુબ સમજાવેલો છતાંતે જશુભાના ઘોડા કરતાં રેસમાં આગળ નિકળી ગયેલો. જેથી જશુભાનો અહમ ઘવાયો અને મેઘવાળ જેઠાને ચાબુકથી ફટકાર્યો, બાપુની માફી માંગી વાસ ના લોકો જેઠાને લઇ ગયા, નિમ્ન જાતિના લોકો જાણે માર ખાવા જ સર્જાયા હોય. એને બીજો કોઇ અધિકાર નહી ઊંચા અવાજે ન બોલાય, દબાયેલા રહેવુ પડે, પણ જેઠો વેર વાળવા તત્પર બને છે. વાર્તાકારે અહી કલ્પનો, વર્ણનો પ્રતિકોનું સુંદર નિરૂપણ કર્યુ છે. જંગલોમાંથી પસાર થતા જેઠો જશુભાની નજરે ચઢે છે. પણ ચિત્તાના અવાજથી ડરીને રણવીર, જશુભા ઝાડપર ચઢી જાય છે. જેના પર જશુભા હુમલો કરે તે પહેલા ચિત્તો તેને મારી નાખે છે. તેથી જશુભાનો કડપ વધ્યો ચિત્તા પર ગોળી છોડી પણ પોતાનો બદલો ચિત્તાએ લઇ લીધો હોવાનુ જણાતા તે ચિત્તાના પગલા પર ઘા કરવા લાગ્યો, જાણે જેઠા પરનો રોષ ઉતારતા ન હોય!

'લાગ' વાર્તા ધાર્મિકતા સાથે માણસોના મનોવ્દ્વેષને પણ દર્શાવે છે. દેવા ગણેશ અને નરસી ભીખા વચ્ચે દુશ્મનાવટ છે. દેવા ગણેશે એકવાર નરસી ભીખાનું અપમાન કરેલું એટલે લાગ મળે તો તેનો બદલો વાળવા તત્પર છે. તેને આજે રામાપીરની પાલખી નીકળી ત્યારે લાગ મળે છે. ગામડાના લોકોની રામાપીર પરની શ્રધ્ધા, પુરીડોશીની ઠઠા ઉડાડતા લોકો, ઘેરઘેર ફરવવમાં આવતી પાલખી, નરસી ભીખાએ જોયું કે પાલખી દેવા ગણેશના ઘર પાસે પહોચીં પણ તેના કમાડ બંધ હતાં. ઘર બંધ જોતા વેર લેવા તડપતો નરસી ભીખા ધ્રૂજવા માંડે છે. એના સુમસામ ઘરની ઓકળીઓ જાણે એની મશ્કરીઓ કરતી ઠિઠિયારે ચડી હતી પાલખીમાં દીવો તો ઝળહળતો, રામાપીરનો ઘોડો સ્થિર... પણ એમણે પકડેલો ભાલો જાણે નરસી ભીખાને પોતાની તરફ લંબાઇ રહ્યો હોવાનું કપોળકલ્પનાથી પ્રતીત થાય છે દલિતોમાં પણ

વેરઝેર, ઈર્ષા, વ્દ્વેષ હોય છે તે આ વાર્તામાં સુપેરે પ્રગટ થયું છે. આખી વાર્તા નરસીભીખાના આંતરમનમાં ચાલે છે.

'પરકાયાપ્રવેશ' વાર્તામાં સ્વામી ચિમનાનંદજીના અહમની ટકકર એમના પટ્ટશિષ્ય ચકોરજી સાથે Fantasy રીતિ વ્દારા દર્શાવાય છે. 'વાવ' વાર્તા પ્રતીકાત્મક શૈલી અને કપોળકલ્પનાના વિનિયોગ વ્દ્રારા લખાઈ છે. અહી બે ભાઈઓ વચ્ચેના છુટા પડવાની ઘટના કેન્દ્રસ્થ છે. દલપત પોતાના રીસાયેલા ભાઈને મનાવવા જાય તે ઘટના તો નિમિત્ત માત્ર છે. પાત્રના મનોસંચલનો વ્દારા ઘટના આકારીત થતી જાય છે. શેઢો, કેડીઓ, નેળીયાનું વર્ણન તળપદ ગ્રામીણ સમાજને ઉજાગર કરે છે.

'આંગણું' વાર્તા ગ્રામ્યવિસ્તારમાં ફેલાયેલા માણસના વેરઝેર, ઈર્ષા, વ્દેષ અને પોતાના આંગણાની આટલી જગ્યામાં કોઈની અવરજવર પણ નહી એવા મોતી ડોસી અને સુરજગૌરી વચ્ચે ચાલતા વિખવાદને વર્ણવે છે. અહી મોતી ડોસી અને ગોંસાઇજીના બે કુટુંબો વચ્ચેની કટુતા વાર્તાનો વિષય છે. બે આંગણાંની વચ્ચે રોડા નંખાવી લક્ષ્મણરેખા દોરવામાં આવી છે. પણ સુરજગૌરીને મન તો આ "રોડાં જાણે મોતી ડોસીની પ્રતિકૃતિ જેવા" જણાય છે. મંદીરની આરતી કરવામાંથી વાકું પડયું અને બોલવાના પણ સંબંધો ન રહ્યાં. પણ ત્યાં અચાનક મોતી ડોસીએ દેહ છોડી દીધો ત્યારે બધી રીસ ભુલી સુરજગૌરી અને ગોંસાઇજી ગંગાજળ લઈને દોડી ગયા આંગણામાં બેઠેલા લોકોને કારણે બે આંગણા વચ્ચેની પેલી રોડાંની ભેદરેખા તો કયારનીય ભૂંસાઈ ગયેલી જણાય છે. આંગણું એકાકાર થયાનો અનુભવ વાચકને અવશ્ય થાય છે.

'લૂણો' વાર્તા પ્રથમ પુરુષ એકવચનમાં લખાઈ છે. આલંકારિકતા, પ્રતીકાત્મકતા, ચમત્કૃતિ, કલ્પનો દ્બારા થતું વાર્તાઓનું નિરૂપણ ધ્યાનાકર્ષક બને છે. વાર્તામાં માણસને લાગતા ખારપાટ–લૂણાની વાત છે. ખારાશ બાઝી ગયા પછી તે કટાઈ જાય એનો કશો ઈલાજ નથી. કોઢનું એક બિંદુ પછી આખા શરીરે ફેલાય તેમ આ લૂણો આંગળીઓ પછી છાતી, કપાળ, પેટ પર પ્રસરે છે. નકામા બની ગયેલા માણસોની વાત અહી વાર્તાનો વિષય બને છે.

મોહન પરમારના 'પોઠ' સંગ્રહની વાર્તાઓમાં, વિષયવૈવિધ્ય જોવા મળે છે. નારીના જીવનની વિડંબના, ગામડાના લોકોના વેરઝેર દ્વૈષ અને ભાવનાવાદી અભિગમ પણ ખરો. રીતરિવાજો, ધાર્મિકતા, તળપદી બોલીનો વિનિયોગ વાર્તામા ધ્યાનાકર્ષક બની રહે છે. રચનારીતિ અને ભાષાની આલંકારિકતા વાર્તામાં સુપેરે પ્રગટતી જણાય છે. વાર્તાકારની વાર્તાકળા અંગેની સૂઝ ધ્યાનાર્હ બની રહે છે. અન્ય દલિત વાર્તાકારોની પ્રતિબદ્ધતા દલિતપણા સાથે છે. જયારે મોહન પરમારની પ્રતિબદ્ધતા વાર્તાકળા પ્રત્યેની રહી છે.

---

**ડૉ. નરેશ આર. વાઘેલા, 111, મહાવીરનગર, અંકલેશ્વર. 9825508975**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

## ડૉ. નરેશ શુક્લ: નિબંધ એ કંઇ ઓગઠ કરવાનું સાધન નથી

નિબંધની સીમાઓ અમાપ છે. એ દરેક સર્જકે અને સર્જકની રચનાએ રચનાએ નવલાં રુપ ધરે છે, એ સો–સવાસો વર્ષની નિબંધ પરંપરામાં આપણે અનુભવ્યું છે. વાચક સાથે સીધા સંપર્કમાં મુકાતો સર્જક મુક્તપણે વિહાર તો કરી શકે છે પણ ખરેખર એ મુક્ત હોય છે ખરો ? આ મુક્તિને પોતાનું એક બંધન હોય છે. કેમકે, વાચક સામે જે પીરસવાનું હોય છે એના દ્વારા જ સર્જક–વ્યક્તિત્વ પણ પ્રગટવાનું છે. જોખમા ત્યાં જ છે. વાર્તા, નવલકથા કે અન્ય સ્વરુપોમાં પાત્રો અને પ્રસંગોમાં સર્જક પોતાની જાતને ગોપવીને વ્યક્તિત્વ પ્રગટાવી શકે, જયારે નિબંધમાં તો સર્જનહારે હાજરાહજૂર થવું પડે છે અને મુખોમુખ થવું બધી વાર સહેલું નથી હોતું. એટલે આ સ્વરુપ ખેડનારાં લેખક જો સભાન ન રહે તો રચના કેન્દ્રવિહીન બની જાય અથવા તો પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેસે.

વર્ષ ૨૦૦૦–૨૦૦૧ના પ્રથમવાર પ્રકાશિત થતા નિબંધસંગ્રહોનું સરવૈયું મારે રજૂ કરવાનું છે. આરંભ જ કહી દઉં કે નિબંધને ગંભીરતાથી ખેડતા નિબંધકારો કરતાં સંકલન–કસબ દાખવીને વર્તમાનપત્રો દ્વારા સતત હાજરી પુરાવનારા કલમસ્વામીઓનો ઢગલો મોટો છે. એ ઢગલામાંથી શક્ય એટલા તમામ સંગ્રહમાંથી પસાર થવાનો પ્રયાસ કર્યો છે.

સામાન્ય રીતે નિબંધ લલિત, ચિંતનપ્રધાન, હાસ્ય, ચરિત્ર, પ્રવાસ જેવા વિભાગોમાં વહેંચવાની પરંપરા છે તેને અનુસર્યો છું, પણ એ વર્ગીકરણ સગવડ ખાતર છે. સંગ્રહના બધા નિબંધો એક વર્ગમાં ન પણ આવતા હોય– તેવું બન્યું છે. તો શરુઆત આપણે લલિત–સર્જક નિબંધથી કરીએ.

ચિત્રકૂટના ઘાટ પર એ ભોળાભાઇ પટેલનો નિબંધસંગ્રહ છે. ઘડાયેલી કલમના આ પરિપાકમાં મળે છે સંવેદન અને સ્વસ્થ ચિંતનની કલાપરક અનુભૂતિ કરાવતી રચનાઓ. આ સફર માત્ર ભૌગોલિક કક્ષાએ ન રહેતાં સમષ્ટિ–ચેતનાની ક્ષિતિજોને તાકે છે. થોડી 'રામ'લીલા, વાલ્મિકીના રામઃ એક પુરુષ–એક મનુષ્ય, જેવી રચનાઓમાં રામ સૂત્રરુપે છે. એના દ્વારા ભાતીગળ ભારતીય સમાજની વિવિધ લાક્ષણિકતાઓ આકારિત થાય છે. 'નષ્ટનીડ', 'નિરાલંબ નજર', 'પાનખર વસંતને સંધિકાલે', 'એક અષાઢી સાંજ', 'હે મેઘરાજા'... જેવા સુદ્ધ સર્જકનિબંધોમાં માનવ અને પ્રકૃતિની ચેતના કેવા કેવા રુપે સંકળાયેલી છે, પરસ્પરને કેવી રીતે પ્રસન્ન કરે છે– એ આલેખાયું છે. પ્રકૃતિનાં વિવિધ તત્ત્વો અને એનું ગાન કરનારા પૂર્વસૂરિઓ, સમકાલીનોના કલારુપ પામેલા સંદર્ભોથી ઊભરી આવતાં ચિત્રો અદ્‌ભુત છે. કપાતાં વૃક્ષો સાથે ઊઠતી વેદના, પક્ષીઓના ચેહકાટ સાથે ઊછળતો ઉલ્લાસ, નરનારીઓના ભાતીગળ સૌંદર્યો અને સંબંધોની ગોચર–અગોચર સૃષ્ટિ આ રચનાઓમાં ઊપસે છે. કેટલાક નિબંધોમાં પૂર્વ–સ્મૃતિઓ, ચકલા ચકલીની વાર્તાનું આગવું અર્થઘટન, યાન્નીના સંગીતમાં ઝબોળાયેલ તાજનું દર્શન,– વિદગ્ધ સર્જક એક જ સમયે કેટલું બધું એક સાથે જીવતો હોય છે ! શિષ્ટ અને રસાળ શૈલી વાચકને પકડી રાખે છે. બીજા ખંડમાં અન્ય કલાઓ, ખાસ કરીને ફિલ્મકલા સંબંધી ગોષ્ઠિ અને કેટલીક ફિલ્મોના


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

સ–રસ આસ્વાદ મળે છે. 'રુક્મણિ...રુક્મણિ...શાદી કે બાદ ક્યા ક્યા હુઆ?' જેવા વિષયો ભોળાભાઇના રસવૈવિધ્ય અને રોમેન્ટિક–પણાને ઉજાગર કરે છે.

આ વર્ષોમાં ભગવતીકુમાર શર્મા બે સંગ્રહો આપે છે. એમાંના એક 'નદીવિચ્છેદ'માં એમના, પૂર્વે પ્રગટ થયેલા આઠેક નિબંધસંગ્રહોમાંથી પસંદ કરાયેલા નિબંધો છે. આ સંગ્રહની રચનાઓમાં વિષયનાં પરિમાણો અને ભાષા–વિન્યાસની લાક્ષણિકતાઓ નોંધપાત્ર છે. અતીતરાગ ઘૂંટાયો છે. વર્તમાન સાથે સેળભેળ થતો અતીતને પુષ્ટ કરનારાં અર્થોત્તેજક સંદર્ભો, વચ્ચે વચ્ચે ભાષાની ખૂબીઓ પાસે અટકતા લેખકની સૂક્ષ્મ હાસ્યવૃત્તિથી નિબંધ આગવી છાપ જન્માવે છે. સ્વજનો, રિવાજો, સૂરતી તાસીર ને આ બધું જરાં પણ અંગત ન બને એની સભાનતા જાળવાતા આ લેખક બદલાતા જીવનની કેટલીક અસરકારક લાક્ષણિકતાઓ પકડે છે.

'ફૂલો સાથે વાત કરવાનો સમય' એ એમનો બીજો નિબંધસંગ્રહ. એમાં ઋતુઓનાં વિવિધ રુપો, પ્રકૃતિ અને માનવકારણ, મિથનો સમયોચિત ઉપયોગ, સહજ વણાતી કાવ્યપંક્તિઓ, લોકોક્તિઓ અહીં યાંત્રિક રીતે નહીં પણ જરુરિયાતરુપે વણાય છે. આ બંને સંગ્રહોની રચનાઓમાંથી લેખકનું સૌમ્ય, રસિક અને મિતભાષી વ્યક્તિત્વ આકારિત થતું જાય છે. ગમતી – ન ગમતી ક્રિયાઓ, વિચારો પ્રત્યેનો સમ્યક્ ભાવ અને શિષ્ટ ગરિમાપૂર્ણ, પ્રવાહી ભાષા આસ્વાદ્ય છે. સામ્પ્રત સમસ્યા અને સ્થિતી થી મોં ફેરવવાને બદલે ગોષ્ઠિ દ્વારા, મિત્રભાવે ચર્ચા દ્વારા ચિંતન પણ વણતા રહે. પ્રસંગોની યાદ, વિચારો અને આલેખનરીતિમાં ક્યાંક પુનરાવર્તન અનુભવાય..

આ વર્ષોમાં વિનેશ અંતાણીના બે સંગ્રહો મૂલ્યવાન ઉમેરણ બની રહે તેમ છે. આત્માની નદીના કાંઠે માં આત્મલક્ષી અને પરલક્ષી સ્તરે વિસ્તરતી રચનાઓ છે. પ્રકૃતિ તરફનો અનુરાગ ખાસ કરીને વરસાદ, સીમ ને પંખીઓ, પિતાનું રેખાચિત્ર અને આકાશવાણી સાથે જોડાયેલા હોઇ પ્રસિદ્ધ પ્રતિભાઓ સાથેનાં સંસ્મરણો અને ખાસ ધ્યાન ખેંચે છે સમયના વિવિધ રુપોનું પ્રતીતિક્ષમ આલેખન. સમય તરડાઇ ગયેલો, કંટાળાજનક હદે થંભી ગયેલા સમયમાં વિકરાળ બનતી એકલતાની ક્ષણોનું આલેખન અદ્‌ભુત છે. અમદાવાદ અને મુંબઇના કોમી હુલ્લડોની ગોઝારી રાતો, ગમી ગયેલ લેખક કે તેમની કૃતિ વિશેના પ્રતિભાવો માણવા જેવા છે. બીજો સંગ્રહ છે ધુમાડાની જેમ ખરેખર તો ચંડીગઢ નિવાસ દરમિયાન લખાયેલી રોજનિશીના અંશો છે. ત્રાસવાદના ભયાનક ઓથારમાંથી ધીમે ધીમે બહાર આવવા મથી રહેલ પંજાબનાં એ વર્ષોમાં વીનેશ અંતાણી બે વર્ષ ચંડીગઢમાં કાઢે છે. સતત સંત્રીઓથી વીંટળાઇને, સ્વજનોથી દૂર એકલા ને વારંવાર બદલાતા રહેઠાણ વચ્ચે અટવાઇ પડેલા લેખકના ચિત્તમાં જે ઝિલાય છે તે અહીં આલેખાયું છે. તળ પંજાબની છટપટાહટ અલપ–ઝલપ રીતે બેરગ્રાઉન્ડમાં અનુભવાય, એની ઉપર છંટાય છે બદલાતી ઋતુઓના પંજાબી રંગ, બનતી ઘટનાઓ, તાર–ફોન કે પત્રરુપે પ્રત્યક્ષ થતા સ્વજનો અને તે સમયે ઊભરી આવતી વતનની સ્મૃતિઓ. ત્રણેક સ્થળોના યાદગાર–ભવ્ય પ્રવાસો, પહેલો વરસાદ ને સતત નત મસ્તકે સાથે આપતો ટેબલ–લેમ્પ, તડકો અને વૃક્ષો, સંત્રીઓ અને તંબુઓ, બધું ધૂમાડા જેમ છવાયેલું છે. થોડી થોડી વારે દશ્ય, અદશ્ય ને બદલાતા આકારોવાળું, વિચારો અને એકલતાથી છટપટથી સર્જકચેતનાનો કલાનુભવ અહીં થાય છે. બધું પ્રવાહી રસાળ શૈલીએ વ્યક્ત થાય છે.

'આસોમાં ઊઘડતો અષાઢ' લઇ આવ્યા છે યજ્ઞેશ દવે. શુદ્ધ સર્જકનિબંધના આશયથી લખતા કવિ યજ્ઞેશ દવે પાસેથી કેટલીક ઉત્તમ રચનાઓ મળે છે. પ્રકૃતિને વ્હાલ કરનારો આ નિબંધકાર ભારે નમ્ર છે. પ્રકૃતિપ્રેમ પણ કેટલાક નિબંધકારો માટે આત્મગૌરવ કરવાનું સાધન બનતો હોય ચે. જયારે અહીં હ્રદયની સચ્ચાઇ સ્પષ્ટ અનુભવાય છે. પ્રકૃતિત્ત્વો એના પૂરેપૂરા વૈભવ સાથે નિબંધકારના ચિત્તમાં વિલસતાં અનુભવાય. મૂળે કવિ એવા યજ્ઞેશ દવેના નિબંધોમાં ઘણી જગ્યાએ કાવ્યાનુભવ થાય !

ભોળાભાઇએ યોગ્ય ટકોર કરી છે કે નિબંધ એ નિબંધ છે, એ કવિતા બની જાય તો એ નિબંધપણું ખોઇ બેસે છે. જો કે મોટાભાગની રચનાઓ નિબંધરુપ જાળવી રાખે છે. ટીંટોડી, બુલબુલ, હોલા જેવા પક્ષીઓ, વૃક્ષો, યાત્રા દરમિયાન હમસફર બની રહેલા સ્વામી–મહારાજ, રેમ્બ્રોનાં ચિત્રો જેવા બે યાદગાર પ્રસંગો, પ્રેમ શબ્દ અને એનાં સ્વરુપોની અનુભૂતિઓનું ચિંતન – તાજગીસભર છે. નિબંધને જુદી જુદી રીતે લખવા તરફ સભાન એવા લેખક અવનવી રીત ખપમાં લે છે પણ આંતરિક પૅટર્ન સમાન બની રહે તો કેટલીક બાબતો જેવી કે નિશા, કૂંજડીઓ, ઋણ ચુકવણી અને કેટલાક સ્વજનો તરફનો વિશેષ લગાવ અવારનવાર ડોકાઇ જાય છે.

કવિ–નવલકથાકાર રામચંદ્ર પટેલનો નિબંધસંગ્રહ 'સૂરજ અડધો સૂકો, અડધો લીલો ચાંદો' એકી બેઠકે વાંચી જવાય તેવી રસસૃષ્ટિ ધરાવે છે. આ નિબંધકાર ગામડાનો જીવ તો ખરો જ પણ એથીયે વધીને પ્રકૃતિનો ઉપાસક. શબ્દે શબ્દે અનુરાગ છલકે. આ નિબંધોને ત્રણ ભાગમાં વહેંચી શકાયઃ એક તો સીમ અને બાળપણની રખડપટ્ટી, બીજામાં સ્થળને કેન્દ્રમાં રાખીને વિસ્તરતા નિબંધો અને ત્રીજો પ્રકાર છે વ્યક્તિને કેન્દ્રમાં રાખી લખાયેલી રચનાઓ. આ ત્રણેય પ્રકારના નિબંધોમાં સર્વસાધારણ હોય તો તે છે સંવેદનપટુ સર્જકનો ઊંડો તલસાટ અને મુગ્ધતા. ચરેડી, મગોલું, સૂર્યમંદિર, રાજગઢી, રાણીવાવ – જેવા નિબંધોમાં એ સ્થળોની વિગતો રસવાહી બનીને આવે છે. 'ગામનાં પાંચ સૂર્યમુખી'માં લેખકના ગામ ઉમતાના વતની અને કલા કે સમાજસેવા વડે ગુજરાત અને દેશમાં નામના મેળવનાર વિભૂતિઓના અને ગામના બે સામાન્ય જનોનાં શબ્દચિત્રો ચિત્ત પર અંકિત થઇ રહે. ટૂંકા વાક્યોવાળી શૈલી આગવો વિશેષ બની રહે.

ચિંતન અને અવતરણ મઢેલા નિબંધો – લેખોથી આપણાં સામયિકો અને વર્તમાનપત્રો ઊભરાઇ રહ્યાં છે. કોઇ સ્પષ્ટ ભૂમિકાને આધાર બનાવ્યા વિના માત્ર ઘટના કે અવતરણને ખીલે કૂદતા નિબંધકારો(!)ની લાંબી કતાર લાગી છે. એમાંથી મોટાભાગનામાં નથી ઊપસતો નિબંધકાર કે નથી ઊપસતો વિષય. પરિણામે માહિતી આપનાર, સંકલન–લેખ માત્ર બની રહે છે. સદ્નસીબે થોડા સંગ્રહોમાં આપણી ચિંતનાત્મક નિબંધ– પરંપરાને જીવંત રાખનારું કૌવત દેખાય છે. એવા બે સંગ્રહો મળે છે કવિ લાભશંકર ઠાકર પાસેથી, આ સંગ્રહોમાં સર્જનાત્મક કક્ષાએ વિસ્તરતું ચિંતન છે. 'વિનિમય વૃક્ષ'માં ધર્મ, જીવન, ઇશ્વર આદિ તત્ત્વજ્ઞાનના પાયાના પ્રશ્નો, ચિત્ત વિચાર અને વિચારસરણીઓને લગતા પ્રશ્નો, સમાજ–માનવીય સંબંધો અને સાંપ્રત સમસ્યાને કેન્દ્રિત કરતા પ્રશ્નોના ઉત્તર લા.ઠા. પોતાની વિશિષ્ઠ શૈલી અને આગવા દ્દષ્ટિકોણથી આપે છે. કામુ અને સાર્ત્ર જેવા વિચારકોથી રંગાયેલા આ કવિ ધર્મ–સંપ્રદાય–ક્રિયાકાંડોના અને એના ઉપરથી રચાયેલા સામાજિક માળખાને નકારે છે. એમાં ધિક્કારની કટુતા નથી પણ સ્વીકાર પણ નથી. 'ક્ષણ'ને જીવી લેવામાં માનતા લા.ઠા.ને રસ છે પોતાની ચેતનામાં ઊઠતાં આંદોલનોને પામવા–સમજવા અને આલેખવામાં. વાચકો તરફથી પત્ર ન આવતાં લા.ઠા. માં જન્મતો ઝંઝેડાટ, ઘૂંટણિયે પડેલા વિરાટ લા.ઠા.નું ચિત્ર તાદશ્ય થાય છે.

'ઢોળી ગયા જે તડકો'માં સ્વ–ચેતનાની ઓળખ માટે મથતાં સર્જકો, એમની વિશ્વપ્રસિદ્ધ રચનાઓ, નાટક, નવલકથા, કવિતા કે વાર્તાના ભાવનથી લા.ઠા.ના ચિત્તમાં જે અનુભવ થાય છે તે ભાવકને પ્રસાદરુપે મળે છે. ઇબ્સનનાં નાટકોથી શરુ કરીસ બૅકેટ,દોસ્તોએન્સકીથી માંડી ભારતીય કવિ–લેખકો અને ચાર્લી ચેપ્લીનથી માંડી ગુજરાતના કેતન મહેતા સુધીના સાચા અર્થમાં શુદ્ધ કલાપદાર્થને પામવા મથતાં કલાકારો અને કૃતિઓના વિશિષ્ટ સ્ફુલિંગો આપણી સામે મૂકી આપે છે. આ વિવેચન, સારલેખન કે આસ્વાદ લેખો નથી... આ લેખોમાંથી ઊભરી આવે છે લેખકનું વ્યક્તિત્વ. છલોછલ ભાવન–સમૃદ્ધિથી છલકતા સર્જક ચિત્તનો ઊભરો છે અહીં. અનેક વિષયના મૂલગામી ચિંતનમાં ઊતરી પડતા લા.ઠા. હળવા


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

રહીને ગતિ કરે છે, ચિંતન ભારેખમ નથી બની રહેતું. છતાં ભાવક પાસે પણ સજજતાની અપેક્ષા તો ઊભી રહે જ છે. લા.ઠા. નિબંધમાંય બધાં માટે નથી. ભાષાની વિશિષ્ટ સજજતા આ નિબંધોનો વિશેષ છે.

'દેવોનું કાવ્ય' લઇને આવ્યા છે પ્રવીણ દરજી. આ નિબંધોમાં માનવ અને સમષ્ટિની ચેતના વચ્ચેના સંબંધોને પામવાની,સમજાવવાની મથામણ છે. ઉપનિષદથી માંડીને વિશ્વના મહાન ચિંતકો, વૈજ્ઞાનિકો, માનસશાસ્ત્રીઓ, શિક્ષકો, સંતો અને રાજપુરુષોએ આપેલા વિચારોને ખપમાં લેતા જઇ વર્તમાન મનુષ્યમાં વ્યાપેલા ભોગ–વિલાસ અને આડંબરને ખુલ્લો કરે છે. એમના નિબંધોમાં પ્રેમ, યુદ્ધ લોકશાહી, સમાજ વ્યવસ્થા, શિક્ષણ જેવા સીધા સ્પર્શતા વિષયોમાં કેવો અંધેર ચાલે છે અને આદર્શ શું હોઇ શકે ? તે રજૂ કરવા માટે દષ્ટાંતકથાઓ, સૂક્તિઓ, સાંપ્રત સમયે બનેલ વિધ્વંસક ઘટનાઓનો આશ્રય લે છે. માનવમાં રહેલ અફાટ ઊર્જા, પ્રેમની તાકાત વિશે અને અનેકવિધ વિચારસરણીઓ, ક્રિયાકાંડોને કારણે જન્મેલી વ્યાપક અજ્ઞાનતા, ટોળામાં જીવવાની આદતને પરિણામે ગુમાવી દીધેલ સ્વ–ની ઓળખ અને ઓળખવાની દિશા પણ ખોટે માર્ગે– જેવા પાયાના પ્રશ્નો અંગે ચિંતન મળે છે. ઉદાત્ત અને ખુલ્લા મનના આગ્રહી છે.

આ નિબંધકાર ઘણીવાર વ્યાસપીઠ પર બેઠેલા અનુભવાય છે, એટલે ભાવક અંતર અનુભવે. લગભગ બધા નિબંધનો ઉઘાડ, ખીલવણી– એકાદ અવતરણ કે ઘટનાનો ધક્કો અને વિચાર–વિમર્શની રચનારીતિ જણાઇ આવે !

'અજબ ભયોજી ખેલ'માં વિજય શાસ્ત્રી ખીલ્યા છે. સરેરાશ માણસને સ્પર્શતા રોજબોજના પ્રશ્નો અને સમસ્યાઓને કેન્દ્રમાં રાખીને વર્તમાનપત્રમાં કૉલમરુપે લખાયેલા આ લેખોમાં કટાક્ષ ભરપુર છે. સરકારી કર્મચારી અને ફરજ પ્રત્યેની બેદરકારી, શિક્ષણમાં વ્યાપેલી બદીઓ, શૈક્ષણિક સંસ્થાઓ, અણઘડ ટ્રસ્ટીઓ, દેશની ટોળાશાહી, ટી.વી., ફિલ્મોનો દુસ્પ્રભાવ ને વૃદ્ધાવસ્થાની કરુણા જેવા વિષયો પર વ્યંગ મળે છે. આ લેખોની ભાષા સાવ અખબારી નહીં તોય વાચકભોગ્ય તો છે જ. સામાન્ય માણસ જે વિચારે છે, સમજે છે એને તાર્કિક રીતે અહીં મૂકી અપાયું છે. સ્વરુપની દૃષ્ટિએ આ લેખો સ્વયંસંપૂર્ણ નિબંધ બનતા નથી. વિષય ઉભરે છે એટલું જ.

'આનંદની આરાધના' અને 'ઉજાસનાં એંધાણ' એ બે નિબંધસંગ્રહો રમણ પાઠક 'વાચસ્પતિ'ના છે. ભારત અને વિશ્વની પ્રજા ધર્મ, સંપ્રદાયો, ચૂસ્ત સમાજવ્યવસ્થા અને ખોખલી રાજય વ્યવસ્થાઓના જમેલાઓમાં અટવાઇ પડી છે. કેવા કેવા કાલ્પનિક અને અદષ્ટ ખ્યાલો વડે પીડાય છે– એનું આલેખન આ રેશનલ નિબંધોમાં કરાયું છે. ચોક્કસ ઉદ્ધેશથી લખાયેલા આ નિબંધોમાં દરેક વિચાર કે આચારનું ખંડન–મંડન વૈજ્ઞાનિક રીતે કે તાર્કિક રીતે કરાયું છે. ઇશ્વરનો તદ્દન અસ્વીકાર અને આનંદપ્રાપ્તિના ધ્યેય સાથે લખતા વાચસ્પતિની ભાષા અસરકારક, સ્પષ્ટ અને શિષ્ટ છે. 'સંશય'નો મહિમા કરવામાં આવ્યો છે. એમને શ્રદ્ધા છે કે સુધારાવાદી–વિજ્ઞાનવાદી વિચારો ધીમે પણ મક્કમ રીતે ફેલાઇ રહ્યા છે ને એટલે જ સર્વત્ર વ્યાપેલા અંધકારમાં જુએ છે ઉજાસના એંધાણ.

જાણીતા પત્રકાર કાન્તિ ભટ્ટ ચેતનાની ક્ષણે શ્રેણીને આગળ ચલાવી ચેતનાનો ઉજાસ નામે નિબંધો આપે છે. બહોળા વાચક વર્ગને આંજી નાંખનારી,પકડી રાખનારી શૈલીએ સાંપ્રતથી માંડી મિથના અડાબિડ જંગલોમાં વિહાર કરે છે. દેશ–વિદેશની કથાઓ, કલાકારો, રાજનેતાઓ, ચિંતકોના જીવનની ઘટનાઓ, કવિતાઓને કુશળ રીતે મૂકી આપી સંકલનકલાનો પરચો આપે છે. આ રચનાઓમાં વિષયને જલદરુપે મૂકી આપવા ઉપરાન્ત પોતાની સીધી સંડોવણી દ્વારા ભાવક સાથે જોડાય છે. સંસ્કૃતિઓ, વિષયો, અનેક પ્રશ્નો પર કૂદતી નજર ઘણું બધું ઘણા વ્યાપ સાથે ઝીલે છે. અપાર માહિતીઓમાં ફંટાતું કેન્દ્ર ભાવકને ઝંઝેડનારું નીવડે, ચિત્તમાં કશુ જડાઇ ન રહે !

ફાધર વર્ગીસ પોલ આ વર્ષોમાં ઢગલાબંધ નિબંધોનો ફાલ લઈ આવ્યા છે. સુખની કેડીએ, દિવ્યતાનો અનુભવ, પ્રેમની સંસ્કૃતિ, સિદ્ધિના પગલાં, પ્રેમનું ઓજસ, સંબંધોનો તહેવાર જેવા સંગ્રહોમાં ચિંતન, મનન અને ઊર્ધ્વગામી જીવન સિદ્ધ કરવાની નેમ સાથે લખતા ફાધર વર્ગીસ પોલ ભારતીય સંસ્કૃતિ સાથે પ્રગતિશીલ વિચારોને ગૂંથતા જઇ આ નિંબંધો આપે છે. વિવિધ પ્રસંગો, પુરાકલ્પનો, મહામાનવોના જીવનપ્રસંગોને પોતાની વાતના સંદર્ભે ખપમાં લેતા જઇ લખે છે. એમાંથી લેખકનું મૃદુ અને પ્રેમાળ વ્યક્તિત્વ ઊપસી આવે છે. સર્વધર્મ સમભાવની વાત કરતા આ લેખકની ઘણી રચનાઓમાં સ્વભાવિક જ ખ્રિસ્તી રંગ લ્હેરાય છે. તેઓ અભ્યાસી, બહુશ્રુત અને ખુલ્લા મનના હોવા છતાં સરેરાશ વાચકને સાંપ્રદાયિક ગંધ વરતાયા કરે.

દિલિપ ભટ્ટનો ચિંતનગર્ભ નિબંધસંગ્રહ ‘હ્રદયકુંજ’ આગવી લેખનરીતિને કારણે નોંધનીય છે. આ પ્રકારના ચિંતનપ્રધાન નિબંધોમાં બહુધા લેખક અને ભાવક વચ્ચે અંતર રહેતું હોય છે. જો કે દિલીપ ભટ્ટની શૈલી વિચાર–વિનિમયની છે. પરિણામે વાચકના હ્રદયકુંજમાં રણઝણાટ જન્મે છે. ‘રાગ અતીત’ એ બકુલ બક્ષીનો ઈતિહાસ પટ ધરાવતા લેખોનો સંગ્રહ છે. ઈતિહાસ પૂર્વેના પુરાણકાળથી માંડીને નજીકના ભૂતકાળ સુધીના ઈતિહાસને નવી રીતે, નવા દ્દષ્ટિકોણથી જોવા–સમજવાનો ઉપક્રમ છે. રામાયણ, ટ્રોયના ઘોડાની વાત, દ્રૌપદીનું પાત્ર, ગ્રીક ઈતિહાસ, પિરામિડોની સૃષ્ટિ, સિંધુ એ ખીણની નહીં પણ નગરની સંસ્કૃતિ – એની ભવ્યતા અને વિનાશ, તત્કાલીન બૅંકિંગ અને અર્થવ્યવસ્થા વિશે મૌલિક વિચારો તાર્કિક રીતે મૂક્યા છે.

‘ઝલક નવરંગ’માં સુરેશ દલાલ કાવ્યપંક્તિ કે વાક્ય કે વિચારને સામે રાખીને ચિત્તમાં જે પ્રત્યાઘાત જન્મે તે આ લેખોમાં આલેખે છે. ઈશ્વરમાં શ્રદ્ધા રાખતા આ કવિ સરેરાશ વિચારકોની જેમ વિચારે છે. ચિંતા અને ચિંતન આ લેખોના કેન્દ્રમાં છે. ઉપદેશ પ્રધાન કે વાસ્તવલક્ષી વાર્તાઓ, ટૂચકો, દ્દષ્ટાંતો આ નિબંધોમાં વણાયાં છે. ભાષા સપાટ છે, સરળ–સરેરાશ ચિંતન અને પોતાની જ લખાવટની ઘરેડમાં અટવાઇ પડેલા કવિ સુરેશ દલાલ શા માટે ઝલક શ્રેણી વિસ્તારે છે એવો પ્રશ્ન થાય !

યાસીન દલાલ સમાજમાં વ્યાપેલી ખોટી માન્યતાઓ– અંધશ્રદ્ધાઓ દૂર થાય, ભોળી પ્રજા ચમત્કારોમાં ન અટવાય તેવી વાત અને વિચારો વિચાર માધુરીમાં આલેખે છે. વ્યકિતનો મહિમા કરનારી આપણી માનસિકતા પર પ્રહારો કર્યા છે. ધાર્મિક મેળાવડાઓ, સભાઓ દ્વારા થતા ખોટા ખર્ચ, એમાં જન્મતું પ્રદુષણ, ખનિજ તેલ અને માનવકલાકોનો થતો વ્યય વગેરેને તેઓ ગંભીરતાથી લે છે. નીડર પત્રકાર નામ સાથે વાત કરે છે. હજીએ સમાજમાં બનતી ચમત્કાર, ભૂવા–ડાકલા અને બલિદાનની ઘટનાઓ પ્રત્યે આક્રોશ વ્યક્ત કરે છે. યાસીન દલાલની ભાષા સૌમ્ય છે. તેઓ પોતાના વિચારો મૂકવા રમણ પાઠક જેવી સ્ફોટક રજૂઆત નથી કરતા.

‘હજીએ ન જાગે મારો આતમરામ’ના લેખોમાં ભારતીય વર્ણવ્યવસ્થા અને મનુવાદી વિચારો સામે બળવો પોકારતી ઉગ્ર વાણી દ્વારા રતિલાલ ચૌહાણે આક્રોશ ઠાલવ્યો છે. અનામત પ્રથાનું સમર્થન, નેતાઓની ચાલબાજી, સંસદીય પ્રણાવી અને સમાજના દંભી નિયમો, તિલકધારીઓ, હિન્દુ ધર્માંધો પ્રતિ એમનો આક્રોશ છે. સ્વભાવિક જ નિબંધ સ્વરુપ કે સાહિત્યકલા સાથે લેવા દેવા નથી. જોડણીના સ્વીકારમાં પણ બ્રાહ્મણી પરંપરા જોતા લેખક ઊંજા જોડણી સ્વીકારે છે. પુસ્તકના આરંભે અને અંતભાગે ઢગલાબંધ પ્રશંસાપત્રો, પ્રમાણપત્રો સમાવવામાં આવ્યાં છે !

મૃત્યુ નામના પ્રદેશમાં, ચિંતનની પળોમાં, જીવનચિંતન, ચિંતનની સાથે સાથે જેવા સંગ્રહો આપનાર જનક નાયક ઊંડા ચિંતનને તાકે છે. કવિઓ, ચિંતકોનાં અવતરણોનો આધાર લઇ પોતાની વાત માંડે

છે. જીવનસાગરમાં અટવાતા માનવોને નજર સામે રાખી ઉગારવાની નેમ સાથે લખતા નાયક આપણા ભવ્ય ચિંતનવારસાનું વહન કરે છે.

ઉરુદ્ધારના મોતી(રસિક ચંદારાણા), મનોમન(ડો. કાન્તિ રામી), ચાલો, જીવનને આનંદમય બનાવીએ(જયોતિ થાનકી), વાતવાતમાં(તરુલતા દવે), મનહરનો મ (રતિલાલ 'અનિલ'), મન કી આંખે ખોલ બાબા (સફર પાલનપુરી) જેવા સંગ્રહોમાં ચિંતનકણો, સમસ્યાઓ અને સરળ જીવન વિશેના વિચારો મળે છે. સંદર્ભો, ટીકાટિપ્પણીની જાણીતી રેસિપી મોટાભાગના સંગ્રહોમાં છે.

'વગેરે અને આપણે'માં દિલીપ રાણપુરા આગવી લખાવટ અને પરોક્ષરુપે જિવાતા જીવન વિશેના પોતાના ખ્યાલ મૂકે છે. 'ગમનલાલ' પાટનગરમાં રહે, ફરતા રહે, એકલા એકલા કે મેળાવડાઓમાં એમનું ચિત્ત સદાય 'જરાં હટકે' વિચારતું રહે. ખાસ કરીને માણસોની વિવિધ લાક્ષણિકતાઓ પકડવી, એને ખુલ્લો પાડવો અને સાણસામાં લઇને એને હલબલાવી મૂકવો અથવા સભાન બનીને એના અહ્મને પોષવો, સમજવો એ ગમનલાલની ગમતી પ્રવૃત્તિ. આવા પાત્ર દ્ધારા, પ્રસંગો ઉપજાવી અનેક દિશાઓ અને ઊંડા ચિંતનમાં સરતા જાય છે. આપણી આસપાસ બનતી ઘટનાઓ યથાતથ આલેખી છે. એક વાર આ લેખોની નસ હાથમાં આવી જાય પછી પાછળના લેખો એકધારા બની રહે છે. આ લેખો આપણી વાત કરે છે વગેરે ને સાથે રાખીને.

યોસેફ મેકવાન 'કાન હોય તો સાંભળે'ની ધમકી સાથે આપણને સંભળાવે છે. શિક્ષણના પ્રશ્નો, કોમી રમખાણો, વિદ્યાર્થી પાસેથી કામ લેવાની શિક્ષકની આવડત જેવા મુદ્દે અનુભવસિદ્ધ વાતો પ્રાપ્ત થાય.

'ન જાને સંસાર' એ પ્રસિદ્ધ લેખિકા વર્ષા અડાલજાનો નિબંધસંગ્રહ છે. જીવનમાં બનતી ઘટનાઓ, પુરાણી ઘટનાઓને સહજ વણી લઇને રસાળ ગદ્યમાં પોતાની વાત મૂકતાં વર્ષા અડાલજાની રચનાઓમાં પ્રકૃતિના વિવિધ રુપો, માનવ તરફનો અનુરાગ અને જીવનનો આનંદ ઊભરી આવે છે. સંસારનાં બહુવિધ રુપો ઝીલતા આ લેખક ચિંતનગર્ભ લલિત નિબંધો આપે છે.

આ ઉપરાન્ત ચિંતન-વિચાર અને અનુભવજ્ઞાનની ભૂમિ પર ખેડાતા અન્ય નિબંધો છેઃ સરસ વાતો(બેપ્સી એન્જિનિયર), થોભ નહીં તો થાકી જઇશ (હરિભાઇ કોઠારી), અર્થની વેણુ(સુરેન ઠાકર 'મેહુલ'), ક્યાં ગઇ મારી નયના ?(ધૌર્યબાળા વોરા), વગેરે. આ સંગ્રહોમાંથી ઘણી રચનાઓ નોંધનીય છે પણ સ્થળ અને સમયની મર્યાદાના કારણે માત્ર ઉલ્લેખ જ કરું છું.

**હાસ્ય**

હંમેશની જેમ આ વર્ષોમાં પણ હાસ્ય નિબંધોમાં બહુ સારો વર્તારો મળતો નથી. કોઇ નવું નામ ઊભરી આવતું નથી.

આપણાં નીવડેલા હાસ્યલેખક બકુલ ત્રિપાઠીની કલમે ઇન્ડિયા અમેરિકા હસતાં હસતાં- પ્રવાસ કર્યો છે. પ્રવાસ અને હાસ્ય સાથે સાથે ચાલે છે. અમેરિકા પ્રવેશ, ત્યાં નિવાસ અને ભારત પરત થયા પછીની સ્મૃતિ – એમ ત્રણ તબક્કામાં વહેંચાયેલ આ સંગ્રહમાં સતત ઊડતા હાસ્યની પછવાડે આકારિત થાય છે અમેરિકાની મહાનતા પાછળનાં કારણો, ત્યાંની પ્રજાનું ખુલ્લાપણું, શિસ્ત અને દેશ પ્રત્યેનો લગાવ... ને સાથો સાથ આકારાય છે આપણો નિરાળો, વિચિત્રતાઓથી ભરેલો ભારત દેશ. જો કે, એ પછીએ લેખકનો ભારત મોહ તો અદ્ભુત કારણોથી છે ! તુલના અને પ્રસંગો દ્ધારા સરળ ભાષામાં તેઓ હસતા-હસાવતા રહે છે. લેખકની કલમ ચલાવવાની શક્તિ માન જન્માવે !

ચંદ્રહાસ ત્રિવેદી 'અષ્ટમ્ પષ્ટમ્' લઇને આવ્યા છે. સામાન્ય રીતે ચિંતનપ્રધાન લેખો લખતા ચંદ્રહાસ ત્રિવેદીએ હાસ્યને હાથવગુ કરવાના ઉધામા માંડ્યા છે. અષ્ટમ પષ્ટમ વાંચવાની મજા પડે છે, ભલે

ખડખડાટ ન હસો, હોઠમાં કે હોય તો મૂછમાં અવશ્ય હસતા રહેશો. પોતાના પર હસી શકતા ત્રિવેદી પ્રસંગો પકડી શક્યા છે પણ પૂર્ણરુપે ખીલવી નથી શક્યા.

'હાસ્ય ચુમ્માલિસા'માં ઢગલાબંધ હાસ્ય નિબંધો છે. નાગરી ભાષા અને તત્સમ શબ્દો અને દીર્ઘ સમાસ ધરાવતા શબ્દોનો વ્યાપ વધુ છે. પુસ્તકમાંથી પસાર થયા પછી લાગે કે વાલ્મિક મહેતા હાસ્ય વિશે બહુ ગંભીર છે. વાંચવામાં અતિશય ધ્યાન પરોવવાથી હાસ્ય અને લેખકની સૂક્ષ્મ હાસ્યવૃત્તિ સુધી પહોંચી શકાય !

સુપ્રસિદ્ધ હાસ્યલેખક મધુસૂદન પારેખનો હાસ્ય સંગ્રહ 'સન્ડે સ્માઇલ' નોંધનીય છે. હાસ્ય જન્માવવા તેઓ ઉચ્ચ મધ્યમ વર્ગમાં બનતી ઘટનાઓનો આશ્રય લઇને માનવસ્વભાવની એકાદ લાક્ષણિકતા પર કેન્દ્રિત થઇ હાસ્ય પ્રગટાવે છે. ક્રિયાઓ પ્રમાણમાં ઓછી, સંવાદો અને પરિસ્થિતીમાંથી હાસ્ય જન્માવવું – એ એમની લાક્ષણિકતા છે. લેખક સૂક્ષ્મ નજરે જોઇ માનવવર્તન અને વૃત્તિને પકડે છે. આ રચનાઓ નિબંધ કરતા 'કથા' વધુ બને છે.

નવા લેખકોમાં રાજેન્દ્ર જોશી આશાસ્પદ છે. 'બારે માસ બારમો ચન્દ્રમા'ના લેખો વાંચતા ગંભીરતાપૂર્વક હસી પડાય. પરિચિત વાસ્તવનો આધાર, એમાં કંઇક અવળચંડો ઍંગલ ઉમેરી, સભાનરુપે રજૂ થતાં લેખક મજા કરાવે છે. 'એક અનોખો અપહરણકાંડ', 'કવિતાનો આસ્વાદ','લશ્કરના જવાનો ટપાલ વહેંચણીમાં', અને એકાદ બે સંશોધનલેખો નોંધપાત્ર છે. શબ્દસેવીઓના સ્વભાવ લક્ષણો અને એમની હાલત પરના મીઠા કટાક્ષ ખડખડાટ હસાવે.

'લાફિંગ ક્લબમાં લલ્લુ'ને લઇ આવતા વિનોદ જાની ૨૦૦૦ના વર્ષમાં કુલ ચાર પુસ્તકો પ્રગટ કરે છે. 'ઇતિ વિનોદમ્', 'હું અને ગાંધીજી', 'શ્રીમદ્ વિનોદગીતા'અને 'લાફિંગ ક્લબમાં લલ્લુ'. વર્તમાન ઘટનાઓ, લગ્નજીવન, કવિઓથી માંડી દેવીઓ અને વ્રતકથાઓ અને મહાનુભાવો, રાજકારણીઓની લાક્ષણિકતાઓ પર ધારદાર કટાક્ષ કરે છે. ભાષા સરળ અને સર્વભોગ્ય અને બહુધા અભિધા–વ્યપારમાં સીમિત રહેતા આ લેખો વાચકોને ગમે એવા છે.

**પ્રવાસ**

દક્ષિણ આફ્રિકાની પ્રદક્ષિણા– એ વ્યવસાયે તબીબ એવા ડો. રાજીવ રાણેનું પ્રવાસ પુસ્તક છે. પ્રવાસના આરંભથી લઇને પરત આવવા સુધીનું બયાન વિસ્તારપૂર્વક આપતા હોવા છતાં સાદ્યંત રસ ટકી રહે છે. આ પ્રવાસ માત્ર ભૌગોલિક સ્તરે ન રહેતાં ભાતીગળ માનવજાતને નવા રુપે મળવાનો, નવા સ્થળે મળવાનો– જે છે તે રુપે માણવાનો પ્રવાસ છે.

બકુલ ત્રિપાઠીનો અમેરિકા પ્રવાસ હસતા હસતા આલેખાયો છે તો ગંભીર રીતે ખેડાયેલા અમેરિકા પ્રવાસનાં અન્ય પુસ્તકો પણ મળે છે. રમેશ જાદવનું પુસ્તક 'અમેરિકા કેવું છે'માં અમેરિકાના સ્થળો, ઇતિહાસ કે ભૂગોળની માહિતી આપવાને બદલે ત્યાંના લોકજીવનને કેન્દ્રમાં રાખી લોકોનો અભિગમ, એમની પાયાની સગવડો, ત્યાંની અખબારી આલમ, ટી.વી.નું સ્થાન, પુખ્ત લોકશાહી, સંબંધોના મુક્ત અને આગવાં રુપો, ખોરાક, વાહનવ્યવહાર અને અમેરિકામાં વસતા ભારતીયોની દૃષ્ટિ, એમની લાલસાઓ અને ભરાઇ પડેલાઓની વાત મળે છે.

'વાહ રે અમેરિકા' એ તુલસીભાઇ પટેલે કરેલ પ્રવાસ છે. જેમ ગુજરાતીઓ પૈસા કમાવવા અમેરિકા ભણી ભાગે છે એમ ગુજરાતી લેખકો પણ અનુભવસમૃદ્ધ બનવા માટે અમેરિકા તરફ વળ્યા હોય એવી હવા જામતી જાય છે. અમેરિકા જવાથી બીજું કંઇ નહીં તો એકાદ પ્રવાસ–પુસ્તક તો અવશ્ય લખાય જ.

અવનીતીર્થ(ડો.ગિરીશ વીછીવોરા), શિવજીના સાન્નિધ્યમાં– માનસરોવર યાત્રા(એમ.ડી.પરમાર) અને મહેશ દવે દ્ધારા કરાયેલ યુરોપ–યાત્રાનું પુસ્તક ચલો કોઇ આતે... નોંધપાત્ર છે.

...

આમ, વર્ષ– ૨૦૦૦–૨૦૦૧ના વર્ષોમાં પ્રકાશિત નિબંધોની વિપુલતા જોતાં લાગે કે ઘણાં સર્જકો આ ક્ષેત્રે સક્રિય છે. વિષયો, રજૂઆતરીતિ અને વ્યાપ તથા વર્તમાનપત્રો – સામયિકો દ્ધારા પ્રસારની રીતે પણ નિબંધની બોલબાલા છે પણ કાકાસાહેબ કાલેલકર, ઉમાશંકર જોશી અને સુરેશ જોશીએ તાગેલી ક્ષિતિજોથી બહુ દૂર એવું ડગલું આ સ્વરુપે ભર્યું છે ખરું ? બહુ બહુ તો એકાદ–બે નામ આશ્વાસન પૂરું પાડે...

વર્તમાનપત્રોમાં નિયમિત લખાતી કોલમોના કારણે કદાચ વધારે વિષયો, વિચારો તરફ જવાયું હશે પણ એની સાથોસાથ કટિંગ–પેસ્ટિંગ અને પુનરાવર્તનો કે બીબાંઢાળ ચિંતાઓ – ચિંતન પણ એટલા મળ્યાં છે કે શુદ્ધ કલાપદાર્થ કહી શકાય, બ્રહ્મસહોદર આનંદ સુધી લઇ જાય એવા નિબંધો કેટલા ? નિબંધ એ માત્ર ચિંતાઓ વ્યક્ત કરવા કે ફરિયાદો કરવાનું સ્વરુપ જ નથી, નથી એ ગમતાં અવતરણો અને દૃષ્ટાંતો ઠાલવવાનું પાત્ર... મોટા ભાગના લેખકો નિબંધમાં સ્વતંત્ર ચાલવાને બદલે પરંપરાના કવિ–ચિંતકોનાં અવતરણો–વિચારોની લાકડી પકડી લે છે, એ સર્વથા યોગ્ય છે ?

વધારે પડતી સભાનતા, વધારે ઊંડાણ દેખાડવા ખૂણેખાંચરેથી ખેંચી લવાતા તર્ક અને માહિતીઓથી વાચક પ્રભાવિત થતો હશે પણ હ્ર્દયસ્પર્શી અનુભૂતિ પામે છે ખરો ? એ પ્રશ્ને વિચારવાનો સમય પાકી ગયો છે. અન્યથા આ વૈચારિક કચરાનું પ્રદુષણ હટાવવાની ઝૂંબેશ ક્યારેક હાથ ધરવી પડે એવો વખત પણ આવી શકે.

અને છેલ્લે, નિબંધ એ કંઇ ઓગઠ કરવાનું સાધન નથી. વાર્તા, કવિતા કે નવલકથામાં ન મૂકી શકાયું હોય તે બધું નિબંધમાં ઓગઠરુપે ઠાલવતા લેખકો વધી રહ્યા છે. ૨૧મી સદીમાં પ્રવેશી ગયા ત્યારે નવા વિચાર, નવી અનુભૂતિ અને સાવ અજાણી ભૂમિને ખેડતા, નવા નહીં પણ નિરાળા નિબંધોની અપેક્ષા રાખીએ.(પરબ:૨૦૦૪,૩)

---

**ડો. નરેશ શુક્લ, ૫૩– એ, હરિનગર સોસાયટી, મુ. પો. વાવોલ, જિ. ગાંધીનગર–૩૮૨૦૧૬, મો. ૯૪૨૮૦૪૯૨૩૫**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

## આ પુસ્તક તમે વાંચ્યું ?

1. **મારો અસબાબ (નિબંધસંગ્રહ) લે. જનક ત્રિવેદી. પ્ર.આ.૨૦૦૮, પ્ર. સાહિત્ય પરિષદ, ટાઇમ્સ ઓફ ઇન્ડિયા પાછળ, આશ્રમ રાડ, અમદાવાદ.કુલ પાનાં–૧૪૨, કિં. ૮૦.૦૦ રૂ.કાચું પૂંઠું, ડિમાઇ**

ધૂમકેતુની ગતિએ ગુજરાતી સાહિત્યની અડોઅડ પસાર થઇ ગયેલા તેજસ્વી વાર્તાકાર તરીકે જાણીતા જનક ત્રિવેદી અચાનક જ કાળમાં વિલિન પણ થઇ ગયાં..! પણ સંવેદનોથી ભરપૂર, જિંદગીના બધાં પ્રકારના ચઢાવ–ઉતારથી ભરપૂર,એકલતાથી માંડી ગાઢ મિત્રોની ગોઠડીથી ભરપૂર એવું હર્યું–ભર્યું જીવન જીવી ગયેલા જનક ત્રિવેદીના કેટલાંક છૂટક પ્રકાશિત નિબંધો અને કેટલાક અપ્રકાશિત રહી ગયેલા સંસ્મરણો, ડાયરીના પાનાંઓ અહીં પ્રકાશિત કરવામાં આવ્યાં છે. રેલવેના માનવમહેરામણથી બણબણતા ખાતામાં નોકરી કરી પણ અલગારો ને સમાનતાનો આગ્રહી સ્વભાવના કારણે એમની બદલીઓ થતી રહી ને જયાં સાવ ઓછી ટ્રેન આવતી હોય, જયાં પ્રકૃતિની નિરવ ગોદ સીવાય કશુ જ ન મળે એવી જગ્યાઓએ પરિવાર સાથે તો ક્યારેક પરિવારથી દૂર જિંદગી વિતાવવાના પ્રસંગો ઊભા થયેલા...પરિણામે એ એ સ્થળ સાથેના સંસ્મરણો, ત્યાંના રેલવેવાળા કર્મચારીઓ, ક્વાટર્સ, વૃક્ષો,પશુ–પક્ષીઓ અને રેલવેમાં ભટકીને જ શેષ જીવન પસાર કરી નાંખનારાં ભીખારી,ગાંડા, મજબૂર લોકોનો કંઇક જુદો,અનોખો પરિચય પામ્યાં.. તે આ નિબંધોમાં વિશિષ્ટ રીતે ઝીલાયો છે.

જનક ત્રિવેદી લેખક ઉપરાન્ત ચિત્રકાર પણ છે. એમણે કરેલા સ્કેચથી આ સંગ્રહનું મુખપૃષ્ઠ અને કેટલાક વચ્ચેના પૃષ્ઠ શોભે છે, પરિમાણમાં વધારો કરે છે. દરેક સર્જકની જેમ બાળપણના સંસ્મરણો નિબંધોમાં આલેખાયા છે, એમાં નરી મુગ્ધતા નથી, એમાં કઠોર એવું વાસ્તવ ઝીલાયું છે. પાત્રો–પ્રસંગો, સ્થળ સાથેનો એમનો લગાવ ઘનીષ્ઠ છે, ખાસ કરીને જયાં જયાં માનવેતર પાત્રો છે ત્યાં ત્યાં એ સ્નેહઘનતા બેહદ અનુભવાય છે. એની સરખામણીએ જયાં જયાં માનવપાત્રો આલેખ્યાં છે ત્યાં ત્યાં પ્રેમ ઉપરાન્ત કશુક ડંખનાર તત્ત્વ પણ હાજર છે– પછી એ વિચારસરણીઓના કારણે, ક્યાં તો એ સમાજના વિરોધી મૂલ્યોના કારણે હોય કે જડ રેલવે તંત્રના કારણે હોય– આવી સહોપસ્થિતી એમની સામાજિક મૂલ્યોની ખોખલાઇ તરફની સૂગ, કશાક વધારે સચ્ચાઇની અપેક્ષામાંથી જન્મી છે. એ જેટલા એકાંતમાં, જેટલા પ્રકૃતિ તત્ત્વોની સાથે ઘરોબો કેળવી શકે છે એટલા જ એ માનવમૈત્રી પણ ઝંખે છે– બંને પ્રકારે એ પૂરા ધબકારથી જિંદગીને માણનારાં છે, ખાસ કરીને સમાજમાં જે ફેંકાઇ ગયેલા છે, કશાક ને કશાક કારણે વંચિતો છે એમના તરફ એ આપો આપ પડખે ઊભા રહી જનારાં છે – સંવેદનશીલ, હિંમતવાળું, પ્રકૃતિપ્રેમી, કુટુંબ માટે વાત્સલ્યભાવથી તરબતર, રેલવેને અપાર પ્રેમ કરતાં પણ એના જડ તંત્રથી ત્રસ્ત, સારપને ગ્રહણ કરવા મથતાં નિબંધકારનું વ્યક્તિત્વ, મલ્ટિડાયમેન્શનલ વ્યક્તિત્વ આ નિબંધોમાંથી સરસ રીતે નિપજી આવે છે. અહીં કુલ ૧૫ રચનાઓ સમાવાઇ છે. એના વિશે થોડી વાત કરીએ.

'શેષ'– નિબંધ ગુજરાતી નિબંધની પરંપરાથી સુવાસિત લાગે, ગામડાનાં ઘર સાથેના લગાવને આલેખતાં ઘણાં નિબંધો આપણને મળ્યા છે– એ પરંપરામાં બેસતો આ ઉત્તમ નિબંધ છે. શહેરીકરણ, નોકરીઓના કારણે સંતાનો મૂળ ગામ છોડીને દૂર દૂર શહેરોમાં રહેવા જતાં રહ્યાં હોય ને એમના ચિત્તમાં ગામનું ઘર, એ ઘર

સાથે જોડાયેલ બાળપણ,દુનિયા છોડી ગયેલા સ્વજનો, એ ઘરમાં ઉજવાયેલા સારાં–માઠાં પ્રસંગોની જે કશમકશ ચાલતી હોય તે સ–રસ આલેખાઇ છે. કોઇ પણ સંવેદનશીલ વ્યક્તિની આંખો ભરાઇ આવે એવું આલેખન પામ્યાં છે આ પાત્રો ને એમાં શ્વસતું ને આખરી શ્વાસ લેતું ઘર. 'શ્રાવણનાં થોડાં માવઠાં–૧ અને ૨' એ બંને નિબંધમાં પણ આ તંતુ લંબાતો અનુભવાય છે. એકમાં બાપા વિશે લખવાનું આમંત્રણ છે– ગુજરાતી વ્યક્તિચિત્રોમાં લેખકો જયારે પિતા વિશે લખે છે ત્યારે એમાં જે અહોભાવ ટપકતો હોય છે, એમાં જે ભવ્ય પિતા આલેખાતા હોય છે તેના પણ ધારદાર કટાક્ષ કરવા સાથે પોતે શા માટે આ પ્રકારનો નિબંધ નહીં લખી શકે તેની વિચારણા કરતાં કરતાં નિબંધ રચાતો આવે છે. પોતાના કંજૂસ, દીર્ઘદષ્ટિ વિનાના, ઘર–બાળકો પ્રત્યે તદ્ન ઉદાસીન એવા બાપા વિશે શું લખવું ? એમ કહેતા કહતા જે રીતે પિતાનું વ્યક્તિત્વ કંડારી આપે છે તે કાબિલે તારીફ છે ! આ નહીં.. આ નહીં..ની શૈલીએ રચાતા પિતા સામાન્ય ગામઠી પણ દિલથી વિરાટ એવા વ્યક્તિત્વના દર્શન થયાં વિના રહેતા નથી. એ પિતાને સતત ધિક્કારતા હોવાનું જ જણાય.. છતાં એમનો પ્રેમ અછાનો નથી રહેતો. એક જગ્યાએ તો લખી નાંખે છે 'બૂરું થજો બાપાના આત્માનું'.

'ઇશ્વરને તલાક','કિન્નર','ચક્કર બે' નામની રચનાઓમાં વ્યક્તિઓ આલેખાયા છે. આ રચનાઓમાં લેખકની સમસંવેદન અનુભવવાની ગજબની શક્તિ ઉપરાન્ત એમની સેન્સ ઓફ હ્યુમર સરસ રીતે નિપજી આવે છે. આ ત્રણેય રચનાઓ એક અર્થમાં નિબંધ કરતાં વાર્તા વિશેષ બને છે. ઇશ્વરના નામે જો કંઇ પણ મળે તો ન ખપેની અનેરી રટ લઇ બેઠેલો પોપટ, અને સાઠ વર્ષની સીધી જિંદગી જીવેલ એક સજ્જન ભવાન અચાનક જ જાદુગરીના ખેલ પાછળ બધું ખૂંવાર કરી નાંખે, બધાથી અલગ પડતો–સાથી મિત્રો સતત ચીડવતા રહેતા એ મુનસફનું નિબંધના અંતે પ્રગટતું વ્યક્તિત્વ આપણાં ચિત્તમાં જડાય જાય તેવા આલેખાયા છે.

'ઘર પછવાડેની ઘટનાઓ','આકાશનો અધિકાર','પડાવ', 'રાધા' નામની રચનાઓ બહુધા પ્રકૃતિના પરિમાણો પ્રગટાવે છે. પક્ષીઓ, વૃક્ષો સાથેના લેખક પરિવારના ઉષ્માપૂર્ણ સંબંધો, લેખક જ નહીં પત્ની અને બંને બાળકો પણ કેવા આ સૌ સાથે એકરૂપ બની ગયા છે તે જાણીને આનંદ થાય છે. ગાંધીનગરમાં વસતા લેખકના પુત્ર ધર્મેન્દ્ર ત્રિવેદી આજે પણ પ્રકૃતિની જાળવણી માટે કેવા પ્રયત્નશીલ છે તે જાણીતું છે. એ સંસ્કાર ક્યાંથી કયા રૂપે મળ્યા તે આ નિબંધોમાં પ્રગટી આવે છે. કાબરનું બચ્ચુ, રાધા નામની લંગડી કૂતરી, પાનેલી મોટીના રેલ્વે સ્ટેશનના એ ક્વાટર પાછળના બગીચામાં આકાર લેતા પ્રસંગો મનભાવન રીતે આલેખાયા છે. એ આખોય પરિવેશ આપણાં ચિત્તમાં મૂર્ત થતો અનુભવાય છે.

'ઇશ્વરને તલાક', 'સૂકાં બોધિવૃક્ષ અને અમે બધા', 'અવાજોની બંદિશો', 'બાપુની ગાડી અને બીજા કિસ્સાઓ' જેવી રચનાઓમાં રેલવે સ્ટેશનનો પરિવેશ, રેલવે સાથે સંકળાયેલ કર્મચારીઓની વિચારસરણીઓ, એમની ભલાઇ અને બૂરાઇઓ, રેલવે સાથે જોડાયેલી અવાજોની દુનીયા અહીં આગવી રીતે આલેખાઇ છે.

આ નિબંધો લેખકના સૂક્ષ્મ સંવેદનોથી આરંભીને એમની સમાજવાદી વિચારસરણી, કૌટુંબિક પરિવેશને આપણી સામે મૂર્ત કરી આપે છે. નિબંધમાં અનિવાર્ય એવું સર્જક વ્યક્તિત્વ એમની વિશિષ્ટ શૈલીથી ઉપસી આવે છે. આ નિબંધસંગ્રહ ગુજરાતી નિબંધોમાં એક મહત્વપૂર્ણ ઉમેરણ બની રહેશે.

**2. ઇંતિઝાર હુસૈનની વાર્તાઓ, અનુ. શરીફા વીજળીવાળા. પ્ર.આ.ઓકટોબર–૨૦૦૮, પ્ર. ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ.કુલ પાનાં–૩૦૮, કિંમત–૨૧૫–૦૦ રૂ. પાકું પૂઠું, ડિમાઇ**

પાકિસ્તાન અને ભારતમાં પણ ઉર્દૂ ગદ્યકાર તરીકે પ્રસિદ્ધ એવા ઇંતિઝાર હુસૈનની વાર્તાઓના અનુવાદ જાણીતા વિવેચક અને અનુવાદક એવા શરીફા વીજળીવાળાએ કર્યા છે. હુસૈનની વાર્તાઓનું અનુસંધાન પ્રાચીન ભારતીય સાહિત્ય સાથે સીધું અનુભવાય છે. ભારતની જ ભૂમિમાં જન્મેલા પણ ભાગલા પછી પાકિસ્તાન જઇ વસેલા હુસૈનની વાર્તાઓ આપણા માટે અજાણ્યા પરિવેશની કે અજાણ્યાં પાત્રોની નથી

લાગતી, અજાણી લાગતી નથી. પાકિસ્તાન પાસે સ્વાભાવિક જ પોતાનો કોઇ આગવો વારસો નથી, એને સાંસ્કૃતિક રીતે સ્વતંત્ર એવું કોઇ પૂર્વ અસ્તિત્વ નથી– બીજી બાજુ કટ્ટરવાદી પરિબળો ભાગલા પહેલાનું કંઇ સ્વીકારવા તૈયાર પણ નથી અને સ્વીકારનારને પણ પાકિસ્તાનમાં સ્વીકારવા તૈયાર ન હોવાથી ખાસ કરીને બૌદ્ધિક વર્ગ માટે, કલાકારો માટે મુશ્કેલ અવસ્થા ઊભી થાય. એવી જ સ્થિતી છે લાચાર, પરવશ અને વિચારશૂન્ય થઇ ગયેલા સામાન્ય જન માટે– એ તો અનુસરનારાં છે, ઘેટા જેમ દોરવાઇને પાકિસ્તાનમાં હિજરત કરી ગયેલો વર્ગ. એ પણ એની સામે આવેલી દારૂણ વાસ્તવિકતાના કારણે સ્તબ્ધ છે. સંપાદકે લખ્યું છે તેમ– 'સપનું બની ગયેલાં ગામ–ઘર, ગામની ગલીઓ, ત્યાં વીતેલું બાળપણ વગેરે આલેખતા હુસૈન જાણે કે વાર્તા–નવલકથા દ્વારા જિવાયેલા જીવનને ફરીથી જીવે છે... ઇંતિઝાર હસૈન જેવા સર્જકોનું સાહિત્ય આપણને દિલાસો આપે છે કે ભારતનું વિભાજન રાજનૈતિક વિભાજન હતું, સાંસ્કૃતિક નહીં, કારણ કે સંસ્કૃતિને કોઇ વિભાજિત કરી શકે જ નહીં.'

કુલ અઢાર વાર્તાઓ આ સંગ્રહમાં પ્રાપ્ત થાય છે. કોલેજ શિક્ષણ સુધી ભારતમાં વસેલા હુસૈનસાહેબ વિભાજન પછી પાકિસ્તાનમાં જઇ વસે છે. એમની વાર્તાઓમાં અને પછી મુલાકાતમાં પણ અવાર નવાર જે વાત પડઘાય છે તે છે ક્ષણિક આવેગમાં લેવાયેલો હિજરત કરી જવાનો નિર્ણય એના જીવનમાં અને સાહિત્યમાં એક મોટી ઘટના બની રહે છે. વતનમાંથી મૂળીયા ઉખડી ગયા પછીની વેદના, વતન સાથે જોડાયેલ સ્મૃતિઓ, નવી જગ્યાએ ધારેલી કલ્પનાઓનો ભંગાર, અને ખાસ તો સંસ્કૃતિ સાથેનું, મૂળ સાથે જોડાયેલ વંશપરંપરા સાથેનું અનુસંધાન એમની રચનાઓમાં અનેક રૂપે અને વ્યાપક પરિમાણ સાથે આલેખન પામે છે. વાર્તાઓના વર્તમાન પ્રચલિત સ્વરૂપ સાથે મેળ ન ખાય એવી આ વાર્તાઓના મૂળ છે ભારતીય ઉપખંડના સાહિત્યવારસામાં. મહાભારત, રામાયણ, જાતક કથાઓ, એરેબિયન નાઇટ્સ, ઇસ્લામીક સાહિત્યની પરંપરા સાથે એ સીધું જ અનુસંધાન ધરાવે છે તેમ કહેવું પુરતું નહીં ગણાય, એમણે જે વાસ્તવનો સામનો કર્યો, રાષ્ટ્રવિભાજન અને એ સમયે થયેલ કત્લેઆમ, રાજકિય ઇચ્છાશક્તિએ સામાન્ય માણસના ચિત્ત પર કેવો વજ્રાઘાત કરી દીધો હોવાની અનુભૂતિ, બે–વતન થયેલાઓના ચિત્તમાં આ સ્વરુપના વિભાજનનો શો અર્થ હતો તે શોધવાની મથામણ, આગવું અસ્તિત્વ ધરાવતાં પાકિસ્તાનના ઉદ્ભવ પછી પણ ત્યાં મુસ્લીમ–મુસ્લીમ વચ્ચે થતી કતલો, અંધાધૂધીભર્યો રાજયવહિવટ અને અસ્થિરતા આદિના કારણે એક સંવેદનશીલ વ્યક્તિનું ચિત્ત કેવો સંક્ષોભ અનુભવે છે – તેનું આલેખન આ વાર્તાઓમાં આગવી શૈલીએ કરવામાં આવ્યું છે. મન્ટો, કૃષ્ણચંદર, ફૈજ આદિ સર્જકોથી આ લેખક આગવી દિશા કંડારે છે અને એમાં એવી સિદ્ધિ મેળવે છે કે જેનું અનુસરણ ભાગ્યે જ કોઇ કરી શકે. હજી સુધી તો નહીં જ. સંપાદકે સાચું જ કહ્યું છે– 'પોતાની મોટાભાગની કૃતિઓમાં હુસૈન હિન્દુસ્તાની હોવાની અને મુસ્લીમ હોવાની પ્રબળ છાપ પાડે છે. ઇતિહાસે એમને ભારતીય હોવું અને મુસ્લીમ હોવું એ બે વચ્ચેની પસંદગી સામે મૂકી આપ્યાં છે. બંને પક્ષે એકસાથે વફાદારી નિભાવવાની, બંને વચ્ચે તાણાવાણાની નાજુક જાળ ગૂંથવાની તક વિભાજને કમનસીબે એમની પાસેથી ઝૂંટવી લીધી છે. પોતાની જાતને હિન્દુ–મુસ્લીમ સંસ્કૃતિના સંતાન તરીકે ઓળખાવતાં હુસૈન ભારતીય મુસ્લીમ સંસ્કૃતિ વિશેના, પાકિસ્તાનના બનવા વિશેના, હિજરત વિશેના વિચારો મૌલિક છે. આગવા છે.'

પાત્રોના ચહેરાઓ સ્પષ્ટ ન થાય તે રીતનું આલેખન હેતુઃપૂર્વક કર્યું છે. પરિવેશ પણ કોઇ સ્થળ–કાળને સ્પષ્ટ ન કરે તે રીતે આલેખન કરવાનું સ્વીકારે છે. ઘણી વાર્તાઓમાં તો દુનીયાના કોઇપણ છેડે થયેલ બે–વતન લોકોનું પ્રતિનિધિત્વ કરે તે પ્રકારનું વૈશ્વિક આલેખન કરી શક્યાં છે. ભારતીય સાહિત્ય વારસાનો, ઇસ્લામીક કથાઓનો, બૌદ્ધ સાથે સંકળાયેલી કથાઓનો ભાગ્યે જ આટલો અર્થસભર વિનિયોગ અન્યત્ર જોવા મળે. આવી પૌરાણિક કથાઓ જયારે વિભાજન અને પછીના સમયગાળાની સામાન્યજનની માનસિકતાને ઉજાગર કરનારી નીવડે ત્યારે આશ્ચર્ય ચકિત થઇ જવાય– તે હદનું એમનું અર્થઘટન આપણને પ્રાપ્ત થાય છે. પશ્ચિમી સાહિત્યના અભ્યાસી હોવા છતાં સર્જન કરતી વેળાએ પૂરાં ભારતીય–ઉપખંડના બની રહ્યાં છે તે એમની અનન્ય સિદ્ધિ છે. વિવિધ સ્તરે વિસ્તરેલ વિભાજનની વ્યથા, બેવતન થવાનું દુઃખ, વર્તમાનની નિઃસારતા,

એક બોઝિલ એવું ભારેખમ વાર્તાવિશ્વ આપણાં ચિત્ત પર હાવિ થાય છે. એક રીતે તે વિશેષ છે તો તે જ એમની સર્જકિય દાયરાની મર્યાદા પણ બની રહે છે. કોઇ પણ વાર્તામાં બાળપણના સંદર્ભ સાથે આછેરી આનંદની લહર અનુભવાય બાકી ભારેખમ. સહ્રદયોને આ વાર્તાઓ ખુબ ગમશે.

અનુવાદક શરીફા વીજળીવાળાની સજ્જતા દાખવતું આ સંપાદન અભ્યાસપૂર્ણ છે. આ વાર્તાઓની ચૈતસિક ભૂમિકા રચી આપતો દીર્ઘ સંપાદકીય લેખ, મહેનત કરીને પ્રાપ્ત કરેલ સામગ્રીનો સરસ વિનિયોગ. લેખકનો પરિચય, એમની સાથે લેવાયેલ મુલાકાતો, સંદર્ભ સામગ્રીનું વિવિરણ અને ખાસ તો જે તે ગુજરાતી સામયિકમાં આ વાર્તાઓ પ્રકાશિત થઇ ત્યારે વાર્તા વિશે એમણે કરેલી નોંધ ભાવકને પૂરક સામગ્રી બની રહે છે. વાર્તાને સમજવામાં ઉપયોગી નીવડે તેવી છે. કોઇ યુનિર્વિસટી જો પાઠ્યક્રમમાં આ પુસ્તક સામેલ કરે તો વિદ્યાર્થીઓને તો જલસા પડી જાય તેવું, સીધું જ ગળે ઉતરી જાય તે પ્રકારનું પૂર્ણ પુસ્તક પ્રાપ્ત થાય તેવું આ સંપાદન અને લેખમાંનું વિવેચન છે.

3. **સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી હાસ્ય સાહિત્યઃ એક અભ્યાસ.(સંશોધન), લાભુભાઇ પી. લાવરિયા. પ્ર.આ.ફેબ્રુઆરી–૨૦૦૯, પ્ર.પોતે. રુમ નંબર–૭, જવાહર નવોદય વિદ્યાલય, ધ્રાંગધ્રા–૩૬૩૩૧૦.કુલ પૃષ્ઠ–૨૪૦, કિંમત–૧૨૫.૦૦ રૂ.કાચું પૂઠું, ડિમાઇ**

જીવનમાં હાસ્યનું મહત્વ કેટલું છે એ વિશે સભાનતા પણ વધી છે અને હાસ્ય વિશેની ગંભીર ચર્ચા–વિચારણા પણ આજના યુગમાં વધી પડી છે. થૈરેપી તરીકે હાસ્યનો ઉપયોગ થવા લાગ્યો છે. સામે પરંપરાગત રીતે સાહિત્યમાં હાસ્યને ગૌણ સ્થાન મળ્યું છે. એ મુખ્યધારા તરીકે ક્યારેય અને વિશ્વભરના કોઇ પણ સાહિત્યમાં ક્યારેય સ્વીકાર્ય બન્યું નથી. સ્વભાવિક જ સતત હસતા રહેવું તે પણ યોગ્ય ક્યાં ગણાયું છે ? પણ કોઇ પણ દશા–અવદશામાં હસતા રહેવું તે જીવનની સૌથી મોટી ફિલોસોફી પણ ગણાય છે ! ગુજરાતી સાહિત્યમાં હાસ્યનું ક્ષેત્ર પાતળી ધારા રુપે વહ્યાં કર્યું છે. મધ્યકાળની સરખામણીએ અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં પ્રમાણમાં સભાન રીતે હાસ્યસાહિત્ય ખેડાવાની શરુઆત થઇ. પણ એય મર્યાદિત માત્રામાં જ. ડો. લાભુભાઇ લાવરિયાએ હાસ્યસાહિત્યને તપાસવાનું, એને સંશોધિત કરીને ગુજરાતના સુજ્ઞ વાચકો સામે ગુજરાતી હાસ્ય સાહિત્યની તસવીર મુકી આપવાનું કામ પોતાના પીએચ.ડી.ના સંશોધન નિમિત્તે કર્યું છે.

લાભુભાઇ સામે બે પડકારો છે. એમાંનો સૌથી મોટો પડકાર છે એમનું પ્રજ્ઞાચક્ષુપણું. જે કંઇ વાંચવાનું છે એ બીજાની સહાયથી વાંચવાનું છે. કોઇ પાસે વંચાવી એની રેકોર્ડ તૈયાર કરવાની, પછી વારંવાર એને સાંભળવાની અને એ વિશે નોંધ કરવાની.વળી પોતે જે કહેવું છે તે બ્રેઇલમાં લખી, બીજા પાસે ગુજરાતીમાં લખાવી તે ગાઇડ સમક્ષ રજુ કરવાનું, એમાં જે સુધારા વધારા આવે તે ફરી કરવા માટે પહેલેથી એકડો ઘૂંટવાનો ! બીજો પડકાર છે હાસ્ય સાહિત્ય પોતે. આપણે ત્યાં સંસ્કૃત સાહિત્યથી આરંભીને આજ સુધીમાં થોડાં અપવાદને બાદ કરતાં હાસ્ય વિશે ગંભીરતાથી શાસ્ત્રીય ચર્ચા થઇ જ નથી. હાસ્યની વ્યાખ્યાથી માંડી એના પ્રકારો, પ્રકારોની સ્પષ્ટ સમજ– વિશે બહુ ઓછાં વિવેચકો, શાસ્ત્રજ્ઞોએ વાત કરી છે. એવી જ સ્થિતી પશ્ચિમમાં પણ છે (જો કે, તેમ છતાં પ્રમાણમાં સારું એવું ચિન્તન ત્યાં થયેલું જોવા મળે છે.) બંને પડકારોને લાભુ ઝીલી લે છે સારી રીતે.

લાભુભાઇએ બંને પરંપરાને ખપમાં લઇ હાસ્યના સ્વરુપ વિશે વિગતે વિચારણા કરી છે. હાસ્યના પ્રકારો, એ પ્રકારોને અનુરૂપ ગુજરાતી કૃતિઓ, એના અંશો દ્દષ્ટાંતરૂપ રજૂ કરતાં જઇ જે તે પ્રકારને સ્પષ્ટ તારવીને આપણી સામે રજૂ કરે છે. સ્વાતંત્ર્યોત્તર યુગ વિભાવનાને પણ હાસ્યના સંદર્ભે સ્પષ્ટ કરે છે અને સાથોસાથ ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસનો વિકાસ કઇ રીતે થયો છે– તેની માંડીને વાત કરે છે. જૂની ગુજરાતીથી માંડી મધ્યકાલીન સાહિત્યમાં હાસ્યરસ અતિ ગૌણ સ્વરુપે ક્યાં ને કેવી રીતે આલેખાયો છે તેની વિગતે છણાવટ કરી છે. અર્વાચીન હાસ્ય લેખકો વિશે વાત કર્યા પછી છેલ્લા પચાસ–સાઠ વર્ષમાં સક્રિય એવા હાસ્ય લેખકો વિશે વિગતે વિચારણા કરી છે. જયોતિન્દ્ર દવે,ધનસુખલાલ મહેતા, બકુલ ત્રિપાઠી, વિનોદ ભટ્ટ, મધુસૂદન પારેખ, રતિલાલ બોરીસાગર, તારક મહેતા, દિગીશ મહેતા, ખોડભાઇ પટેલ, નવનીત સેવક, પ્રદ્યુમ્ન

જોશીપુરા, અશોક દવે જેવા પ્રમુખપણે હાસ્યકાર તરીકે જ પ્રસિદ્ધ છે એમની રચનાઓનું પ્રત્યક્ષ મુલ્યાંકન કરીને હાસ્યના સ્વરુપ તરીકે મૂલવણી કરી આપી છે. વર્તમાનપત્રો અને સામયિકોની કોલમ રૂપે લખાયેલ એવું મોટાભાગનું હાસ્ય સાહિત્ય ક્યારે સાહિત્યિક ગુણવત્તા પ્રાપ્ત કરે છે ને ક્યારે એમાંથી બહાર આવી ચીલાચાલુ બની રહે છે તેની ઉદાહરણ સાથે વિવેચના કરી આપી છે. તો આપણાં પ્રમુખ સાહિત્યકારો પૈકી રમેશ પારેખ, સિતાંશુ યશશ્ચંદ્ર,લાભશંકર ઠાકર આદિની હાસ્ય કેન્દ્રી રચનાઓને પણ એમણે હાસ્યશાસ્ત્રના દ્દષ્ટિકોણથી મૂલવવાનો પ્રયત્ન કર્યો છે.

'હાસ્યની પોતાની પણ મર્યાદા છે કે એનો ભાવ સ્થાયી રાખવો મુશ્કેલ છે. એટલે જ એ ગૌણ ગણાયો છે...જીવનમાં પણ કોઇ માણસ આખો દિવસ ઉદાસ ફરે તો વાંધો આવતો નથી,પણ જો આખો દિવસ હસ્યા કરે તો કોઇ એને સ્વીકારશે નહીં, એને પાગલ ગણશે. જે જીવનમાં ગૌણ છે એ સાહિત્યમાં પણ હોય.'– એમ કહેતા લાભુભાઇ આખાય સંશોધન પછી જે તારણ પર આવે છે તે બહુ આશા જગવતા નથી. હાસ્યની સ્થિતી સમય સાથે જ જોડાયેલી છે. સમય બદલાવા સાથે નવું જન્મે તે જ હસાવી શકે. એમાં સંદર્ભોની ભૂમિકા ખાસ્સી રહેલી હોય છે એટલે ઓલ ટાઇમ હસાવી શકે તેવી કૃતિઓ ઓછી જ રહેવાની તે નીચોડ સાથે સહમત થવું જ પડે તેમ છે. હા, સમુહમાધ્યમો અને સ્વાસ્થ્ય સાથે હાસ્યને સાંકળવામાં આવ્યું હોવાથી એ દિશામાં નવાં નવાં પ્રયોગો સરસ રીતે ચાલી રહ્યાં છે. એ વાતની નોંધ એમણે વૈશ્વિક કક્ષાનું ચિત્ર રજૂ કરીને લીધી છે.

પ્રુફની ભૂલો (દા.ત. પાન નંબર–૧૦૯) અને સંશોધનમાં સ્વાભાવિક જ આવી જતાં પુનરાવર્તનો પુસ્તકરૂપે પ્રકાશિત કરતાં પહેલા ટાળી શકાયા હોત. પણ એ બધાને નજરઅંદાજ કરીને ય કહેવું પડે કે લાભુભાઇ લાવરિયાએ કરેલ આ સંશોધનકાર્ય આપણાં હાસ્યસાહિત્યને ચોક્કસ દિશા–દોર આપવામાં, એનું એક વ્યવસ્થિત સ્વરૂપ ગ્રથિત કરવામાં ઉપયોગી નીવડશે. અને પોતાની મર્યાદાઓથી ઉપર ઉઠવાનો એમનો પ્રયાસ અનેક સંશોધાર્થીઓ માટે પણ પ્રેરક બની રહેશે તેમાં શંકા નથી.

4. **છાતીમાં વાવ્યાં છે વહાલ (વાર્તાઓ) પરાજિત પટેલ.પ્ર.આ.૨૦૦૯,પ્ર.ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીરોડ, અમદાવાદ–૦૧, કુલ પાનાં–૨૮૦, કિં.૧૭૦.૦૦ રૂ. પાકું પૂંઠું, ક્રાઉન**

ગુજરાતના અગ્રણી એવા વર્તમાનપત્રમાં નિયમિત કટારલેખક તરીકે જાણીતા લોકપ્રિય લેખક પરાજિત પટેલનો આ વાર્તાસંગ્રહ – 'છાતીમાં વાવ્યાં છે વહાલ' એ એમની 'ઝાકળઝંઝા' અને 'રણને તરસ ગુલાબની' કટારમાં પ્રકાશિત થયેલી કથાઓને પ્રકાશિત કરે છે. સ્વભાવિક જ આ વાર્તાઓ બહોળા વાચકવર્ગને એક સાથે આનંદ આપે એ પ્રકારે, ખાસ કહીએ તો રોજે અનિવાર્યરીતે લખવાની ફરજના ભાગ રૂપે લખાયેલી કથાઓ છે. મોટાભાગની વાર્તાઓમાં મળતાં નિર્દેશ પ્રમાણે સમાજમાં ક્યાંક ને ક્યાંક બનતી ઘટનાઓ, સત્ય ઘટનાઓને આ કથાઓ આલેખે છે. પરાજિત પટેલ એ પ્રકારની કથાઓ લખવામાં ખાસ્સા લોકપ્રિય બન્યાં છે.

આ સંગ્રહમાં કુલ ૩૮ ઘટનાઓ કહેવાઇ છે. દરેક વાર્તા તમને એક જ બેઠકે, રસપૂર્વક વાંચી જવી ગમે તેવી રીતે આલેખાઇ છે. આ વાર્તામાં સંસારના સારા–નરસાં માણસોના ચરિત્રો આલેખાયા છે. વાર્તાને પોષક નીવડે તેવો પરિવેશ, વિશેષણોથી ભરપૂર ભાષાવૈભવ, દરેક વર્ગને સ્પર્શે તે પ્રકારનું વાર્તાવરણ રચવામાં પરાજિત પટેલ અપરાજિત છે. આવો એમનો પરિચય એમની જ લેખિનીથી કરીએ. 'આ સંગ્રહની બધી જ વાર્તાઓમાં ક્યાંક ને ક્યાંક, એકાદ ખૂણામાં પણ, વહાલ તો પડેલું જ છે. કોઇનું વહાલ મળે, કોઇ એટલે ? કોઇ મનગમતાનું વહાલ મળે, તો ન્યાલ થઇ જવાય ! હા, કથાઓમાં છે વહાલ વત્તા ખ્યાલ વત્તા સંસારનો તાલ, વત્તા સ્મરણોનો તાજમહાલ.. આટલું ન મળે તો માણસ બની જાય કંકાલ !'

પરાજિત પટેલની વાર્તાઓમાં પ્રેમમાં વિશ્વાસઘાત, પ્રેમમાં સર્વસ્વનું બલિદાન, સંબંધોના આટાપાટા, ધંધા–રોજગારમાં ઉતારચડાવ, નસીબનું પરિમાણ– જેવી બાબતો વધારે આલેખાય છે. અપ–મૃત્યુ, ગરીબથી અમીર વર્ગન સ્ત્રી પુરુષોની સંઘર્ષ કથાઓ અહીં અભિધામાં, વિશેષણોથી ભરપૂર શૈલીએ, બધું જ સ્પષ્ટ કરી

દેવાની ઈચ્છાથી આલેખાયું છે. વર્ણનો આપણને મજા કરાવે છે, જુઓ લેખક પ્રેમમીમાંસા કરે છે, પાત્રના મુખે– "લેખકજી, મેં પ્રેમલગ્ન કર્યાં છે, પણ છેલ્લા કેટલાક સમયથી પ્રેમ શબ્દનું શબ મારા ઘરમાં પડ્યું પડ્યું ગંધાય છે. પ્રેમ કરીને હું પસ્તાયો છું. એ પછી લગ્ન કરીને તો પોશ પોશ પાણીડે રડ્યો છું. અમારી વચ્ચે બોલ–ચાલના સંબંધો પણ નથી રહ્યાં આજે." હું એને કહું" પાત્રને પૂર્ણ પણે પિછાણ્યા વગર કૂદી પડનારની આ જ સ્થિતિ થાય ! પ્રેમમાં તો કેવળ ન્યોછાવરી ! ત્યાગ ! પીડામાં સતત પલળવાનું !"

દરેક વાર્તાની શરૂઆત એક શેઅર – શાયરીથી થાય છે. ઉદાહરણ જોઈએ– 'આકારમાં તો એકસરખાં હોય છે માણસ બધાં, કિન્તુ દિલના દ્બાર ખુંલ્લાં હોય છે એકાદના' , 'મન શું કામ બોલાવી રહ્યા છો, આ રીતે, લાશ છું, ને લાશને ક્યાં શ્વાસ જેવું હોય છે ?' અને કથાનો અંત મોટાભાગે સુખાન્ત આવે છે. દુખાન્ત હોય ત્યાં કશોક આદર્શ આપણી સામે આવે છે. સરેરાસ સમાજમાં લગભગ દરેકનું જેવું એક્શન રિએક્શન હોય છે ઘટનાઓ પ્રત્યે તે પ્રકારનું 'એક્શન રિ–એકશન' વાર્તાકાર દ્બારા આલેખવામાં આવે છે. બીજું કે વર્ણનો સ્થૂળ અને જાણીતા પરિવેશના આપવા, પાત્રોનું વર્તન, ભાષા, વિચારોની રેન્જ, મૂલ્યો વિશેની આપણી સર્વસામાન્ય સમજ, થોડું રહસ્ય જગવે તે પ્રકારે ઘટનાક્રમને ઉલટસૂલટ કરવો, ભરપૂર વિશેષણો, એટલા જ ભરપૂર આશ્ચર્યચિહ્નોનો ઉપયોગ (ઘણીવાર તો આશ્ચર્યચિહ્યન અમુક જગ્યા કેમ છે એ વિશે પણ આશ્ચર્ય જન્મી આવે તેટલો અને તેવો ઉપયોગ ! ! !), છાપામાં આવતી ઘટનાઓને રિપોર્ટરની ભાષાથી એક સ્ટેજ આગળ જતી ભાષામાં મુકવાની હથોટી– આ રેસિપી પરનું પ્રભુત્વ આનંદ જન્માવે છે. એમને ખુબ ખુબ અભિનંદન. બહોળા વાચક વર્ગને વાંચતા કરવા માટે પણ. મજા આવી. મજા આપશે બધાને.

પણ વાંચી લીધા પછી થોડા જ સમયમાં ભૂલી જવાશે કેમકે, આવી ઘટનાઓ તો રોજે આપણી આસપાસ બન્યાં જ કરે છે, બનતી જ રહેવાની. પાડોશમાં ઝઘડતા હોય ને જેટલી ઘડી રસ પડે છે તેવું જ કંઈક અહીં પણ થાય છે. પૂર્તી વાંચતા વાંચતા સૂઈ ગયા પછી જાગો ત્યારે શું વાંચ્યું હતું ? એ મોટાભાગે ભૂલાઈ જ જતું હોય છે.

---

**ડો.નરેશ શુક્લ, 53–એ, હરિનગર સોસાયટી, મુ.પો.વાવોલ. જિ.ગાંધીનગર, પીન–382016, ફોન નં– 94280 49235**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 1, Continuous Issue 7, January-February 2012

# જાત સાથે વાત (સામાને કહેવા) : સુમન શાહ

**૧૩ ઓગષ્ટ ૨૦૧૧**

ફિલ્મ જોયાની વાત શી રીતે કરવી ? વાર્તા કદાચ કહેવાય પણ ફિલ્મ કહેવાય ? મનનું પણ એમ છે, મનમાંનું કોઈને શી રીતે કહી શકાય ? કદાચ કહી શકાય, પણ એ–નું–એ, એમ–નું–એમ ?શકાય ? ના. ફિલ્મ બતાવી શકાય. જોકે બતાવ્યાથી પણ મારી જોયાની વાત તો નથી જ થઇ શકતી. કોને પુછાય ? કોઈ સિને–ક્રિટિકને? જોકે શું કહે ? ક્રિટિકો સમજાવે ઘણું પણ મને ગાંડામાં પણ ગણે. મનનું મનમાં રહેવા સરજાયું હોય છે. મન કોઇ બૉક્સ નથી કે ઝવેરાતના દાબડાની માફક ખોલી નખાય. જોયાની મારી વાત મારી, સામાની સામાની. તાજેતરમાં જ ફ્રૅન્ચ ફિલ્મ ‘હીરોઝ’, નોર્વેજિયન ફિલ્મ ‘ગૉન વિથ ધ વુમન’, રૉબર્ટ ડી નેરોના જુદા જ અને એટલા જ અદ્‌ભુત અભિનયની સર્બો ક્રોએશિયન ફિલ્મ ‘ગુચ્ચ !’ જોઇ. અંગ્રેજી સબ–ટાઇટલમાં જોઇ. ‘ગુચ્ચ’નો સ્પૅલિન્ગ છે, જી–યુ–સી–એચ–એ. ‘ગૂક્ક’ ઉચ્ચાર પણ સાંભળ્યો છે. ફિલ્મના મૂળવાર્તાલેખકે શો ઉચ્ચાર કર્યો હશે ? ફિલ્મ શું એના મનમાં રહેલા કશાનો આવિષ્કાર જ હશે ને ? તે કશું શું કોઇ ભાષામાં હશે ? ના. મનને કોઇ ભાષા હોતી નથી. ફિલ્મને પણ એવી કોઇ ભાષા હોતી નથી. ક્યારેક તો લાંબે લગી સબ–ટાઇટલ ન હોય, બિલકુલ પણ ન હોય, છતાં એ પોતાની વાત પહોંચાડી શકે છે. એને એની પોતાની ભાષા હોય છે. અથવા વધારે સાચું એ છે કે ફિલ્મ પોતે જ એક ભાષા છે. દરેક કલાકૃતિના મૂળમાં, મનમાં જ રહેવા સરજાયેલી મનની વાત હોય છે. તેને પણ ભાષા નથી હોતી. કહો કે તેને તેની ભાષા હોય છે. અથવા એમ કહો કે મન પોતે જ એક ભાષા છે. તેને મનથી જ પામી શકાય છે.

મનનું એ ભાષાપણું અનુભવ્યા વિના બોલવું આજકાલ મને વ્યર્થ લાગે છે. એ અનિર્વચનીયતાને વીસરીને દોડતાં રહેતાં, એમ જ વિકસતાં રહેતાં, કલા અને કલાની વાતો કરનારાં શાસ્ત્રો,એની આગળ પાણી ભરે છે. કલા મનનો આવિષ્કાર જરૂર છે, પણ એ, એ અનિર્વચનીય મન નથી; એથી એ આવિષ્કારો, એટલા દૂર છે. એ આવિષ્કારોનાં વર્ણન કે વ્યાખ્યાન જરૂર હોય, પણ એ, એ આવિષ્કારોથી, એટલાં દૂર છે. વર્ણન કે વ્યાખ્યાનની ચર્ચાઓ, પ્રતિચર્ચાઓ, વાદ–વિવાદ જરૂર હોય, પણ એ, દેખીતું છે કે એ, એટલાં દૂર છે. મનથી અને મનમાંની પેલી વાતથી દૂર ને દૂર લઇ જનારી આ સઘળી પ્રવૃત્તિ એક જાતની ચિન્તા કરાવે એવી છે. એવી ચિન્તા પ્લેટોને થઇ હતી. કેમકે એમણે વર્લ્ડ ઓવ આઇડિયાઝના જગતને જ સાચું માનેલું. એવી ચિન્તા શંકરાચાર્યને થઇ હતી. કેમકે એમણે બ્રહ્મને જ સત્ય માનેલું. સામો સવાલ એમ જાગે કે વર્લ્ડ ઓવ થિન્ગ્સ, જગત, સંસાર, નજર સામેની આ દુનિયા, જૂઠાં છે ––? સામો સવાલ એ થાય કે મનના આવિષ્કારો, કલાકૃતિઓ, જૂઠી છે ––? શું કલાને પોતાને પોતાની ભાષા નથી હોતી ––? કલા પોતે જ એક ભાષા નથી શું ––? ને એમ, સ્વીકારો કે વર્ણન, વ્યાખ્યાન અને શાસ્ત્રોને પણ પોતાની ભાષા હોય છે. એને દરેકને પણ ભાષા જ કહી શકાય,

એવું નહીં --? દૂરવર્તીને જો સત્ય ગણીએ તો નિકટવર્તીને શા માટે નહીં --? જો નહીં, તો એ પ્રવૃત્તિ પણ ચિન્તા કરાવે એવી છે.

મને થાય, લાવ ભાષા-સાહિત્યના સાહેબોને પૂછું, એમને થાય છે ખરી આમાંની કોઇ એક ચિન્તા. કહે છે, એમને દૂરવર્તીની કશી ચિન્તા નથી, કેમકે એ લોકો એને અમૂર્ત ને એવું બધું કહે છે. એમને સામેનું નિકટવર્તી બધું વધારે ફાવે છે. દાખલા તરીકે, કાલિદાસ ગોવર્ધનરામ ઉમાશંકર પન્નાલાલ કે રવીન્દ્રનાથની વધારે ખબર હોય છે. કેમકે એ લોકો એવા પ્રકારનાં નામો વારંવાર લેતા હોય છે. એટલું જ નહીં, એ નામો સાથે કલા સૌન્દર્ય સિદ્ધાન્ત વગેરે બાબતોને તેઓ આરામથી જોડી દઇ શકે છે. એમને શાસ્ત્રોના વાપરનો મ્હાવરોસારી પેઠે હોય છે. દાખલા તરીકે, વાત 'રઘુવંશ'ની હોય, પણ એને ફટ્ કરતાકને મલ્લીનાથે આપેલાં મહાકાવ્યનાં લક્ષણોની ફૂટપટ્ટીથી માપી આપે. તરત શાન્તિ થઇ જાય...

આવું બધું સાંભળીને ચીમનભાઇ મને તરત કહેવા લાગ્યા, શું ધૂળ સુમનભાઇ, એવો જમાનો ય સારો હતો, હવે તો એ ય ગયો !'રઘુવંશ'ને કે કોઇપણ ચોપડીને વગર વાંચ્યે રમતી કરી મૂકવાની એ લોકોની આવડતની તમને કશી ગમ નથી. બાપડી શાસ્ત્ર-સંજ્ઞાઓ તો દૂરના આકાશમાં ઊડતી સમડીઓ. ત્યાં પ્રદ્યુમ્નભાઇ ટહુક્યા : ખરી વાત છે, એ લોકા અંગે મેં બી સાભળ્યું છે. 'એ લોકો'ને બદલે, પ્રદ્યુમ્નભાઇ 'એ લોકા' અને 'પણ'ને બદલે 'બી'બોલ્યા,તે મને થયું, યુગાન્ડાથી હશે. હું પૂછવા જતો'તો, ત્યાં કહે : સુમનભાઇ, સૉરી, મારા નામનો ખરો ઉચ્ચાર પ્રદ્યુમનભાઇ છે, બધા જ મને પ્રદ્યુમ્ન પ્રદ્યુમ્ન બોલે છે, તમારું શું માનવું છે ? મારે એમને શું કહેવું ? એટલે મેં, ઓકે પ્રદ્યુમ્નભાઇ --સૉરી, પ્રદ્યુમનભાઇ, હું તો જરૂરથી ધ્યાન રાખીશ. બાજુમાં મંગળદાસ ઊભેલા, કહે, અમુક સાહેબો તો વ્યાખ્યાનો પર વ્યાખ્યાનોના લોટા ઢોળ્યે રાખે છે. મેં પૂછ્યું, ક્યાં ? તો કહે, છોકરા-છોકરીઓના માથા પર. એમને ય મલ્લીનાથ ફલ્લીનાથની સાડીબારી નહીં. મને થાય, 'સાડીબારી' સાચું કે 'સાડાબારી'...? એમની બાજુમાં ચન્દ્રકાન્તભાઇ ઊભેલા, એ કહે, આમાં બહેન-વ્યાખ્યાતા ઢોળે, તે લોટાથી ના ઢોળે. તો ? એકોએક વાક્ય ધીમા તાપે તળાતી પૂરી સમજો. સુગન્ધ બધી બારીઓની બ્હાર દોડતી થાય એ પહેલાં, ગમતા વિદ્યાર્થીના મોંમાં મૂકી આપે. કહેવાનો મતલબ, ધીમી સ્પીડે અને મધુર સાદે આખેઆખું લખાવી દે. પ્રદ્યુમ્ન –સૉરી, પ્રદ્યુમન, પ્રદ્યુમનભાઇ-- કહે, આ ભ્રષ્ટાચાર છે છતાં તેને કોઇ ભ્રષ્ટાચાર કહેતું નથી.

મેં કહ્યું, અમારા એક વડેરાભા છે. એમને નીચે ટાઢક બહુ, તે કાયમ કહે, અધ્યાપકો માટે આવું બધું કહી-કહીને કોસો ના. દેશની બધી કૉલેજોમાં આવું છે. કોસવું ? શી ખબર. દુખી ના કરો એમ કહેવા માગતા હશે. ચલને દો જૈસા ચલતા હૈ એમ કહેવા માગતા હશે. દરેક વાતને નેશનલ-ઈન્ટરનેશનલ લેવલે મૂકી દે. જોકે રેલો આવે તે દિ એ જ ભા જુદું બોલે છે ! ડબલ સ્ટાન્ડર્ડ. સુમનભાઇ, એ ય એક જાતનો ભ્રષ્ટાચાર છે, મંગળદાસ બોલ્યા. અણણા તો મોટા મોટાને ભીડાવવા નીકળ્યા છે, નીચે લગી તો ક્યારે ઊતરવાના ? છોગામાં, જાતે ને જાતે ભીડાતા ચાલ્યા છે. ચન્દ્રકાન્તભાઇ કહે, ભ્રષ્ટાચાર શબ્દને આ પ્રજાએ એવો તો ચલણી કરી મેલ્યો છે કે જેને કાજે એ છે એને તો એ પકડી શકતો જ નથી --નૉન-ફન્કશનલ ! એમણે ઉમેર્યું, શબ્દોને આપણે ચચૂકા જેવા ચપ્પટ કરી નાખ્યા છે. ચાલો, જઇએ ત્યારે, કહીને એ લોકો જતા રહ્યા.

મને શરમ થઇ, મારાથી સાલું આમ પ્રદ્યુમ્ન પ્રદ્યુમ્ન બોલાયું તે ઠીક નહીં. મને એમ પણ થયું કે નૉન-ફન્કશનલ એટલે, શું, કોને કહેવાય...? ચચૂકાથી મને યાદ આવ્યું, એઇટ્થમાં હતો, સ્કૂલના મેદાનમાંના આંબલીના ઝાડે કાતરા ખાવા ચડતા, બાઝેલી કાચી આમલીઓ ખાતા, દાંત ખટાઇ જતા. સામેના તળાવમાં ગુલાબી કમળ ડોલતાં હોય. બન્ને હથેળીની અંજલિમાં ય ન સમાય એવડાં મોટાં. આ લખાય છે એ રીયલ ટાઇમમાં, આ ઘડીએ, મને થાય છે, મને કાતરા ને આમલીઓ ને કમળ ને એવું બધું કેમ યાદ આવ્યું છે...

સાંજે પ્રદ્યુમનભાઇનો ફોન આવ્યો, કહે, મૂરે અમે ધાંઘધરાના; પણ યુગાન્ડાથી ઇન્ગ્લૅન્ડ પૉંચી ગિયા. લૅન્કેસાયરમાં--ઇડી અમીનને લીધે--આપણી પોતાની પોસ્ટ–ઑફિસ છે; હાલ તો અંદાવાદની દીવારી જોવા આવ્યા છિએ; તમે કે'તા'તા તે ટ્રુ, કે રીલિફ રોડ પર ગરદી બૌ અતી. હું વિચારતો'તો 'ગીરદી' કે 'ગરદી', ત્યાં ચન્દ્રકાન્તભાઇનો ફોન આવ્યો, કહે, એ સાહેબો 'વિદ્યાર્થી' નથી બોલતા, 'વિદ્યાર્થી' બોલે છે; 'પ્રહ્લાદ' નહીં 'પ્રલ્હાદ', 'આહ્લાદ' નહીં 'આલ્હાદ' બોલે છે. મેં કહ્યું, શું કરી શકાય.તો કહે, તે તમે જાણો...એટલે મેં ઉમેરી આપ્યું, કે મારી બા ચિડાય ત્યારે વ્હાલથી અમને અલાધિયા કહેતી –એટલે કે, આહ્લાદિયા ! તો તરત તાડૂક્યા, એવા સાર્થ જોડણીકોશ બ્હારના પ્રયોગો વ્યર્થ છે, ડોન્ટ યુઝ ઇટ...! હું ચૂપ થઇ ગયો અથવા રીસીવર મારાથી મુકાઇ ગયું.

મને થાય, અલાધિયા કેટલો સરસ શબ્દ છે. અથવા --હૅપિસિન્ગ ! કોઇપણ મૉજીલા, બેફિકર, લાપરવાહ માણસનેહૅપિસિન્ગ કહીએ તો એને થાય મને કેટલા ભાવથી બોલાવે છે, પ્રેમ કરે છે. જેમકે, આમ બોલાય ને પ્રેમ કરાય : અલાધિયા હૅપિસિન્ગો સવારે કૉલેજે હળફળ હળફળ જઇ પહોંચે છે, સબડક સબડક બોલે છે ને તબડક તબડક ઘરે પાછા હૅંડ્યા જાય છે. વાઇફ પૂછે, આટલા વ્હૅલા શી રીતે, તો કહૅ, સવાલ અસ્થાને છે. કહે છે, હવેથી એમને છ કલાકની ફરજ પાડવાના છે. જોઇએ શું થાય છે.

નરોતમ મોચી મોચીમાંથી દરજી થયેલો. પડખાંના સાંધેથી ખમીસ ચિરાયું હોય. નિશાળની ખાખી ચડ્ડી પાછળથી ઘસાઇને ફાટું ફાટું થતી હોય. લોક તો પાછળથી એટલે ક્યાંથી તે જાણે છે, નીચે ઠંડક એટલે ક્યાં, તે પણ જાણે છે ને ખુલ્લાશથી બોલે પણ છે, પણ વડેરાભા અને એમના સરખા પણ્ડિતો ના પાડે છે. મને ચન્દુભાઇ એક વાર કહેતા, એ હાહરીનાઓ ય કોમન–પ્લોટમાં ટ્હૅલતા હોય છે કે ઘરનાં બૈરાં હારે મજાકે ચડ્યા હોય છે, ત્યારે આવો કશો અંદેશો કાં રાખે છે ? પણ, જાત ચીકણી તે ગાંધી બાપુના કોશને બતાડ્યા કરે. બીજા કોશો પણ ગણાવ્યા કરે. કેટલાક તો એવા કે અમુકને માથે મેલીને નાચે. એવા જે હોયને, વારંવાર કહે, કાલિદાસના શાકુન્તલથી જરમન કવિ ગટે એટલો તો ખુશ થયેલો, એટલો તો ખુશ થયેલો, કે માથે મૂકીને નાચેલો. પહેલી વાર એઓશ્રીનો નામજોગ પરિચય ગટે રૂપે, પછી ગેટે રૂપે, પછી ગોઇથે, પછી ગ્યુઇથે એમ હરેક વખતે જુદો ને જુદી રીતે--એટલે કે કશા જાહેર આધાર કે વિશ્વાસ વિના-- થતો થતો, હજી ચાલુ છે.એમાં ગ્યોત ઉમેરાયું છે. મને થાય, સાલું પેઢી દર પેઢી આમનું આમ ગગડતું હૅંડ્યું છે તે ઇ માઇના લાલોએ, ગટે તો ઠીક, પણ હાકુન્તલનું પૂઠું ય દીઠું હોશે ––? ને જેઓએ ગ્યોત કીધું તેઓએ એનું કયું સાહિત્ય ઉકેલ્યું હોશે --? એક ફેરા અભ્યાસ–સમિતિમાં અલાધિયો એક વિદ્વાન કહે કે આપણા એ આધુનિક મુકન પરીખનું 'મહાભિનિસ્ક્રમણ' વિદ્યાર્થીઓને અઘરું પડશે ! તે અમે પૂછેલું, તમે વાંચીને બોલો છો, તો કહૅ હા, એટલે અમે તતડાવ્યા, બોલો, એની સાઇઝ બોલો ! બચાડા શિયાંવિયાં થઇ ગયલા. કેમકે પરીખનું એ 'મહાભિનિસ્ક્રમણ' તે વારે તો ડૅમી – ઘણા ડિમાઇ કહે, એટલે પાછું ઘભૈરે જવાય-- કે, ક્રાઉન એકેયમાં ન્હૉતું ! ડૅમીને ડેમાઇ જ કહેવાય ને ડૅમી નહીં જ નહીં એ નક્કી કરી આપતી ડિક્ષનેરીઓ આવતી હશે, પણ મગનું નામ મરી પાડે તો ને ? વટનું શું થાય ? એક પ્રોફેસર કક્ષાની બ્હૅને ભરી સભામાં ભીખુ પારેખને આમ કીધેલું : સાએબ, તમારો એ ગાંધી–માર્ક્સવાળો ગ્રન્થ મને ખાસ કૈં સમજાયો નથી. ભીખુભાઇએ નિરાંતે કીધેલું, બેન, એવો કોઇ ગ્રન્થ હજી મેં લખ્યો નથી ! માણસને વાંચ્યા વિના નહીં સમજ્યાનો અનુત્તમ દાખલો ! આમ ને આમ, હંધાઓ (ને હંધીઓ) ઉપમા કાલિદાસસ્ય ઉપમા કાલિદાસસ્ય એમ રટ્યે જ રાખે છે, ને એમનું જોઇને નવાગન્તુકો ય મંડ્યા રહે છે. એક પ્રિન્સિપાલસાહેબ 'નવગન્તુક' 'નવગન્તુક' બોલતા'તા. એમના દીકરાની કરિયર બાબતે વાતવાતમાં મેં 'અનુત્તમ' શબ્દ વાપર્યો, કહો કે, વપરાઇ ગયો. એ સમજ્યા તો નહીં, પણ બોલો, ત્યારથી મારી જોડે જીવનભરની દુશ્મનાવટ માંડી બેઠા છે ! શબ્દને સમજ્યા હોત તો કેટલા રાજી થાત ? અમારા મિત્ર સુભાષ શાહ આવાતેવા ચમરબંધીને ય પૂછે, જીવનમાં આગર આવવું છે --? પેલા ચકરાઇ જવામાં હોય એ જ વખતે કહૅ, હું કૌ એવું કરો ! લોકપ્રિયોને ય કહૅ, ઊંચા

સાહિત્યકારમાં ખપવું છે ? હા. હું કૌ એવું કરો. શું ? તમારાથી ઓછા જાણીતા કોઇને ખૉરી કાઢનાનો ને ક્હેવાનું, એ લોકપ્રિય છે, હું નહીં ! સુભાષે, આગર આવવું છે એવું નવોદિતોને તો નહીં જ પૂછ્યું હોય. પણ કહે છે, નવોદિતોએ તરતના નવોદિતોને ખૉળી કાઢ્યા છે, ને, કહે છે, એઓએ એમને ઘડવાના અઠવાડિક કાર્યક્રમો ઘડી કાઢ્યા છે, ને કહે છે, અમારા આ કાર્યક્રમમાં બહુ બધા આવે છે, બધું ધમધમી ઊઠ્યું છે. મને થાય, વરસો પતવા આવ્યાં તો ય હું તો કંઇ નથી ઘડાયો, ને આ લોકો...!....હતું શું તે ધમધમી ઊઠ્યું...ધમધમાટને પ્લેટો કે શંકરાચાર્ય જાણતા હશે...કોણ જાણે...સાલો સું જમાનો આવ્યો છે !

---

**ડો. સુમન શાહ, જી । 730 શબરી ટાવર, વસ્ત્રાપુર અમદાવાદ–380015 ફોન– 079–26749635.**
**મેઈલ આઈ.ડી. suman_g_shah@yahoo.com**